# તાજ વિરૂધ્ધ

## મી૦ બાળગંગાધર તીલકવાળો મુકરદમો.

ગુરૂવાર તા૦ ૨૫ મી જુન સને ૧૯૦૮.

### કેસરીના અધીપતી મી૦ બાળગં-ગાધર તીલકનું કેદ પકડાણું. મુંબઇમાં તેમની થયલી ધરપકડ.

પુના ખાતે જાણીતા એક્ષત્રીમીસ્ટ પત્રના અધીપતી અને મરાઠી લેખક તેમજ એક્ષત્રીમીસ્ટ રાજ્યદવારી આગેવાન મી૦ બાળગંગાધર તીલક બી. એ. એલ એલ. બી. ને તેઓના આશરે ૨૦ હજાર ઉપર કોપીનો બહોલો ફેલાવો ધરાવતાં " કેશરી " પત્રમા કેટલાંક વાંધાભર્યા રાજ્યદ્વારી લખાણુ કરવા માટે હીંદી ફોજદારી કાયદાની ૧૨૪ મી એ અને ૧૫૩ મી એ. કલમની રૂએ મુબઇના વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ મી૦ એસટને આજે પાછલા પહોરે મુંબઇ સરકાર તરફથી સરકારી ઓરીયેટલ ટ્રાન્સલેટર સઇદમીયાં સઇદ સમસુદીન કાદરીની ફરમાસથી કાઢેલાં વોરંટની રૂએ રાતના સાડા ૭ વાગતે મારકેટ આગળ આવેલી સીતારામ બીલડીંગ્સમાં આવેલાં " સરદાર આશ્રમ " માંથી કેદ પકડવામાં આવ્યા હતા.

વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ મી૦ એસટને મી૦ તીલકને પકડવાનું જે વારંટ આપ્યું હતું તે વારંટ બજાવવા માટે છુપી પોલીસના વડા સુપ્રીન્ટેન્ડંટ મી૦ સ્લોન, અને ૪ સબ ઇન્સપેકટરો મી૦ પેટીગર અને મી૦ મહમદ હુસેન સીત મધેનાં સરદાર આશ્રમમાં રાતના ગયા હતા, જે વેળાએ મી૦ તીલક જે ઉપર બેઠા હતા અને તેઓ નજદીક " કાળ " પત્રના અધિપતી મી૦ શીવરામ મહાદેવ પ્રાંજપે એમ. એ અને બીજા ૭ બ્રાહ્મણ ગૃહસ્થો બેઠેલા હતા. મી૦ સ્લોને મી૦ તીલકને વોરંટની બાબતથી માહીતગાર કરતાં મી૦ તીલકે તુરતજ આ વારંટને તાબે થઈ પોલીસ અમલદાર સાથ આવવા કબુલ થયા હતા. એ પછી મી૦ સ્લોન એક ભાડુતી ગાડીમાં બેસાડી નજદીક આવેલી સ્પ્લેનેડ પોલીસ ચોકીમાં લઈ ગયા હતા અને આખી રાત તેઓને એ પોલીસ કોરટનં ભોંયરામાં રાખવામાં આવ્યા હતા. આ વખતે પોલીસ કોરટની ચોકી નજદીક ડેપ્યુટી પોલીસ કમીસ્નર મી૦ ફીલીપ્સ હાજર થયા હતા. ઈન્સ્પેકટર મી૦ ગાર્ડિરે આ વખતે ઘટતો બંદોબસ્ત પોલીસ કોરટમાં જાળવ્યો હતો અને આખી રાત તેમજ મજબુત પોલીસ બંદોબસ્ત કોરટનાં મકાનમા રાખવામાં આવ્યો હતો.

શુક્રરવાર તા૦ ૨૬ મી જુન સને ૧૯૦૮

### મી૦ બોવન સોલીસીટર અને મી૦ દાવર બેરીસ્ટર વચ્ચે કાયદાની તકરાર.

### સરકાર સામે મેલાયલો ગંભીર બોહતાન.

### મી૦ તીલકનો સરકાર સાથનો માનવંત સંબંધ.

આજ રોજે ૧૧ વાગતે મી૦ તીલકને વડા પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ મી૦ એસટન સનમુખ ઉભા કરવામાં આવ્યા હતા સરકાર તરફ

શ્રી પબ્લીક પ્રોસીક્યુટર મી૦ બોવન હાજર થયા હતા, જ્યારે આરોપીનો બચાવ મેસરસ એસ. એમ દીક્ષીત અને મી૦ બોડસ વકીલોની ફરમાશથી મી૦ જાંહગીર દીનશાહ દાવર સાથે મી૦ બેપટીસ્ટા બેરીસ્ટરે કીધો હતો.

આ મુકદમો સાંભળવાને ધારાના હીમાયતીઓ અને લોકોથી કોરટ ચીકાર થઇ ગઈ હતી હાજર રહેલાઓમાં મરાઠાઓનો મોટો ભાગ જણાતો હતો.

મી૦ તીલક પુર સફેદ સાદા સ્વદેશી પોષાકમાં હાજર થયા હતા અને તેઓને માથે લાલ સોનેરી છેડા સાથની કીંમતી પાઘડી અને પગમાં સાધારણ જોડા હતા.

## કોરટ ભરચક થઈ.

પોલીસે મજબુત દેખરેખ રાખી હતી અને કોરટના આગલા સીવાય સઘળા દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. ધીમે ધીમે લોકોની સંખ્યા વધી પડી હતી, જેથી કોરટનું મકાન ચીકાર થવા ઉપરાંત ઘણાક લોકોને ઉભા રહેવાની ફરજ પડી હતી.

## " આપણા દેશનો દુર્દેવ "

મી૦ બાળગંગાધર તીલક સામે તેઓના ગઇ તા૦ ૧૨મી મે ૧૯૦૮નાં " કેસરી "ના અંકમાં "આપણા દેશનો દુર્દેવ" એવાં મથાળાં હેઠળ કહેવાતું રાજદરોહી અને ફીતુરી લખાણ કરવાનો અને તેમ કરી હીંદમાં કાયદાસર સ્થપાયલી સરકાર સામે ધીક્કાર ફેલાવવાનો અને પ્રજા તેમજ સરકાર વચ્ચે કડવી અને દુસ્મનાઇ ભરી લાગણી ફેલાવવાનો અથવા તેમ કરવાની કોશેશ કરવાનો આરોપ મેલાયો છે. તકરારી લખાણ નીચેની મતલબનું મરાઠીમાં છે.

## "દેશનું દુરદઈવ."

"સ્વભાવથીજ ગરીબ અને શાંતતાપ્રીય હીંદુસ્તાન દેશ યુરોપના રશીઆની સ્થીતીએ પહોંચવા લાગ્યો છે તે દેખીને કોઇને પણ અસ્વસ્થતા અને દુઃખ થયા વગર રહેશે નહી. તેમાં મુઝફરપોરમાં બે નીરપરાધી ગોરી સ્ત્રીઓ બોંબ ગોળાની ભોગ થઈ પડી તેથી તો વળી ઘણાને બંડખોર પક્ષના લોકો માટે બહુજ તીરસ્કાર છુટશે એ નીરવીવાદ વાત છે. આવા પ્રકારની બાબતો યુરોપમાંના રશીઆમાં બનેલી છે અને હજી પણ બને છે જે ઈતીહાસ પ્રસિદ્ધ વાત છે, પણ હીંદુસ્તાનનું રાજકીય પ્રકરણ આ હદ પહોંચશે. અમારા ગોરા અધીકારીઓને (bureaucracy) હઠ અને દુરાગ્રહ, સ્વદેશીતકર્ષ માટે સહન કરનારા તરૂણોને પુર્ણ નાઉમેદ કરીને બંડખોરના માર્ગમાં આટલા જલદી પ્રવરતાવશે એવું અમને લાગતું નહોતુ, પણ ઈશ્વરના ઘરનો નીયમ કાંઇ જુદોજ છે, મુઝફરપુરમાં જે બોંબ ગોળો ઉરાડવામાં આવ્યો તે કોઈ પણ વ્યકતી માઠેના દવેષથી અગર એકાદ બદમાશ માથાફરેલનાં કર્તવ્યથી થવા પામ્યું હોય એવું સદરહુ બાબતમાં પકડાયલા લોકોની જુબાની ઉપરથી દેખાઇ શકતું નથી. મી૦ કીંગસફર્ડના બદલે મી૦ કેનડીના ઘરની બે નીરઅપરાધી સ્ત્રીઓનો ભોગ આપ્યો તે માટે ખુદ બોંબ ફેંકનાર દે, ખુદીરામને પણ માઠું લાગ્યું છે તે પછી બીજાઓ માટે તો શું લખવું? જે તરૂણ ગ્રહસ્થે એક ગુપ્ત મંડળી સ્થાપીને આ કામ ઉપાડયું તેનાથી આવા અઘોર કૃત્યથી ઇંગ્રેજ સરકારનું રાજ્ય આ દેશમાંથી નાબુદ કરી શકાશે નહીં, એ પુરણ પણે તેની જાણમાં હતું એવુ તેની પોતાની જુબાની ઊપરથી સીધ થાય છે. આ જ એકાદ ગુપ્ત મંડળી નીકળી તેટલાથી જુલમી અધીકારી વરગનો નાશ થશે એવું પકડાયલા માણસોમાંથી કોઇએ પણ કહ્યું નથી. કેટલાંક એંગલો ઇંડયન વર્તમાન પત્રકારોએ " સો બંદુકો અથવા દશ પાંચ બોંબ ગોળા કરવાથી ઇંગ્રેજ રાજ્ય જાય છે કે શું?" એવા ઉચ્છંખલપણાથી પ્રશ્ન કરીને આ તરૂણોની મશ્કરી કરી છે. પણ સદરહુ પત્રકારોને અમારી નમ્ર વીનંતી છે કે આ કાંઈ મશ્કરીનો પ્રસંગ નથી. જે ... તરૂણ ગ્રહસ્થો જે આવી ... કરનારાઓ છે તે કાંઇ ચોર વર્ગ માંહેલા નથી. જો તેવું ...સ આમળ તેઓએ હમણાના જેવો ...ા જવાબ પણ દીધો નહતે. બંગાલન

લોનું ગુપ્ત કાવતરૂં રશીઆના બંડખોર લોકો ાણે અધીકારીઓના ગુપ્ત ખુન કરવા માટે ાય હોય તો પણ તે સ્વાર્થ માટે નહીં, પણ ાનીયંત્રીત અને બલાઢય ગોરા અધીકારી વર્ગ ા એકહથ્થી સતાથી ઉત્પન્ન થયેલા સંતાપથી થએલ છે એ તેઓએ આપેલી જુબાની ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે, રશીયામાં (નીહીલીસ્ટ) લોકના વારંવાર જે હુલ્લડો અને બંડો થાય છે તે એવાજ કારણ માટેજ થાય છે તે સર્વેની જાણમાં છે અને આવી દ્રષ્ટીથી જોઇએ એટલે સ્વદેશી અધીકારી વર્ગના જુલમથી રશીયામાં જે સ્થીતી થઇ છે તેવીજ પરદેશી અધિકારીઓના જુલમથી હીંદુસ્તાનમાં થવાની હવે શરૂઆત થઇ છે, એમ કહ્યા વગર ચાલતું નથી. ઇંગ્રેજ સરકારનું સામર્થ્ય રશીઅન સરકાર પ્રમાણે બહુ મોટું અને અમર્યાદીત છે, એ વાતની કોઇને પણ ખબર નથી, એમ નથી, પણ મનુષ્ય માત્રની સહનશીળતાની પણ કંઇ હદ હોય છે, એ અનીયંત્રીત સત્તા ચલાવવાવાળા રાજકરતાએ હમેશાં લક્ષમાં રાખવું જોઇએ કે બંગભંગ થયો ત્યારથી બંગાળી લોકોનાં મન અતિ ક્ષુબ્ધ થયેલા હોવાથી ભાગલા કાયદા સર રીતથી રદ કરાવવા માટેના તેઓના સરવે પ્રયત્નો નીષ્ફળ થયા અને પંડિત મોરલી અથવા હવે લોરડ મોરલીએ પણ તે ભાગલાઓને માટે દુર લક્ષ કર્યું, જે જગજાહેર છે. આવી સ્થીતીમાં બંગાળના થોડા લોકોના માથા ફરી જવાથી તેઓએ અત્યાચારમાં પ્રવર્તન થવું એવું અધીકારમદથી મસ્ત થયેલાં ગોરા અધીકારીઓ શીવાય આ જગતમાં બીજા કોઇને પણ લાગનાર નથી. ઘરમાં પુરેલાં બીલાડાંને પણ પુરનારના સામે દોડી જઇને મારવાનો પ્રયત્ન કરવો પડે છે એવો અનુભવ છે તો પછી બંાળી લોક ગમે તેવા નીર્બળ માની લેવામાં આવેલા હોય તોપણ તે માણસો છે અને બીજા ાનુષ્ય પ્રમાણેજ તેના મનોવીકાર પ્રસંગાનુસાર ાવ્ર અને સઉમય બની શકે છે; એવું અધીારી વર્ગને મનમાં રાખવાની જરૂર નહોતી. શું?

હીંદુસ્થાન દેશ આજ ઘણા વરસ થયાં પરદેશી રાજાના અમલ નીચે હોવાથી હીંદુ લોકોના શરીરનું તેજ અને આવેશ કમી થઇ ગયો છે ખરો, પણ ગમે તેમ થાય તોપણ આ સંતાપ નષ્ટ થવો સંભવીત નથી. વયોવૃદ્ધ અને વજનદાર આગેવાનોના અનુભવથી અથવા વીચારથી આ સંતાપ કેટલી હદ સુધી કાયમ રાખતા આવડશે પણ દેશના બધા લોકોથી પોતાનો આવેશ, સંતાપ અથવા ચીડ એવી રીતે હદમાં હમેશાં રાખી શકાશે નહી. કીંબહુના. આવી રીતે આ સંતાપ જે દેશમાં સદઇવ નીયંત્રીત હદમાં રહી શકે છે તે દેશના લોકોના નસીબે બ્રહ્મદેવે કાયમની ગુલામગીરી લખેલી છે એવું કહેવાને કોઇ જાતની હરકત નથી. અમારા રાજકરતાઓને આનું તત્વ ખબર નથી એમ નથી. ઇંગ્રેજી રાજ્ય આ દેશમાં પારકું અને પરધર્મી છે એ ધ્યાનમાં રાખીનેજ ઇંગ્રેજી રાજ્ય પધ્ધતીનું ધોરણ ઇંગ્રેજી મુતસદીઓએ ઠરાવેલ છે. એક દેશે બીજા દેશ ઉપર રાજ્ય કરવામાં સ્વાર્થ એજ રાજ્યકરતાનો પ્રધાન હેતુ હોય છે, પણ તે હદમાં રાખેલો હોય છે, મુતસદીપણુ તે એજ અને આનેજ કેટલાક ઇંગ્રેજી ગ્રંથકારોએ ઉદાત સ્વારથ (Enligntened self-interest) એવું નામ દીધું છે. હીંદુસ્તાન દેશમાંનું ઇંગ્રેજી રાજ્ય એજ તત્વ ઉપર ચાલેલું છે, પણ તેમાં જે મોટી ભુલ થાય છે તે એછે કે પ્રજાની અથવા પ્રજાના આગેવાનોની સલાહ કે મત ઈંગ્રેજી અધીકારી વરગ અમારા રાજ્ય કારભારમાં બીલકુલ લેતો નથી. પ્રજાનું હીત શેમાં છે એ ઠરાવવાનો સર્વ ઇજારો ગોરા અધીકારીઓએ પોતાના હાથમાં રાખેલો છે અને તેઓને તેનો એવો ગુમાન છે કે અમે અમારા શહાણપણાથી અથવા અતી સ્વારથ બુધ્ધીથી જે જે કાંઇ કરીએ અથવા જે જે ધોરણ રાખીએ તેજ પ્રમાણે હીંદુસ્થાનના લોકોએ તકરાર વગર અંગીકાર કરીને અમને દુવા દેવી જોઇએ. પરંતુ પાશચીમાત્ય શીક્ષણના પ્રસારથી આ સ્થીતી રહેવી હવે અશકય છે. રાજ્યકરતાનો

સ્વારથ ગમે તેટલો હોય છે તે પણ હીંદુસ્થાન દેશનું તેથી કરીને નુકસાન છે અને આ નુકસાન અટકાવવામાં ગોરા અધીકારી વર્ગના હાથમાંની તેસત્તા હળવે હળવે અમારા હાથમાં આવવી જોઇએ શીવાય ચાલે તેમ નથી એવી સમજણ આજકાલ ઘણા હીંદીવાનોની થઇ જવા પામી છે આવા પ્રકારની સમજણથી પરીણામે રાજ કરતા અધીકારી વર્ગને નુકસાન હોવાથી સદરહુ સમજ ઉતપન્ન કરનારા લેખ, વ્યાખ્યાનો કે અન્ય સાધનો તદન ઉખેડી નાખવાનો અહીંનો ગોરો અધીકાર વર્ગ ઉત્સુક થએલો છે. રાજ કારભારનું સર્વ ગાડું કેવળ તેઓના મત ઉપર હાંકતું રાખ્યું હોત અને સભા પ્રતીબંધ કાયદા પ્રમાણે આજ સુધીમાં અનેક જુલમી કાયદાઓ થયા હોત તો હીંદુસ્તાન પણ રશીઆ બની ગયું હોત, પરંતુ ઇતીહાસનો અનુભવ વીલાયતનું પ્રજા પક્ષીય લોકમત અને જાપાન જેવા પઉરવાતય રાષત્રના અભ્યુદયથી એશીયાખંડમાં થયેલી જાગરૂતીએ અમારા ગોરા અધીકારી વર્ગના બાદશાહી અમલમાં કેટલી અડચણ નાખેલી છે તથાપી ઉતરોતર સ્વરાજનો હક મળવાની લોકોની ઇચ્છા પ્રમાણે જો તમોને હળવે હળવે હક મળતા જશે નહીં તો પ્રજામાંના કેટલાક લોકો સંતાપથી દુ:ખીત થઇને સારાસારનો વીચાર ન કરતા ઘોર કૃતય તરફ પ્રવૃત થવા વીના રહેનાર નથી ખુદ ના૦ ગોખલેએ વરીશટ કાયદા કાઉનશીલ આગળ આપેલા એક ભાષણમાં આવાજ પ્રકારની એક ઇશારત વાઇસરોયની સમક્ષ અમારી સરકારને કીધેલી હતી અને લાલા લજપતરાયને વગર ચોકસીએ કાળે પાણીએ મોકલી સભા બંધીના જાહેરનામા જ્યારે બહાર પાડયાં ત્યારેજ અમારા પ્રમાણે બીજા દેશી વર્તમાનપત્રકારોએ સરકારને એમ સ્પષ્ટ જાહેર કરયું હતું કે સરકાર જો આ પ્રમાણે જુલમી રશીઅન રાજપધતીનો અંગીકાર કરશે તો હીંદુસ્તાનની પ્રજાને પણ રશીઅન પ્રજાનું કેટલેક અંશે અનુકરણ કરવાની ફરજ પડશે! "જેવાં બી રોપીએ તેવો પાક ઉતરે છે." તે કહેવત સુપ્રસીધ છે. અમને ગમશે તેવા જુલમો અમે કરીશું અમને ગમશે તેને ચોકસી કરયા વગર કાળા પાણીએ મોકલશું, અમને ગમશે તે પ્રમાણેના ભાગલા કરશું અમને ગમશે તો સભા બંધ કરશું અને અમને ગમશે તેઓ ઉપર રાજદ્રોહના કેસો કરી તુરંગમાં મોકલશું. તમે માત્ર આ બધી વાત મુંગા રહીને સહન કરજો, પણ તમારા સંતાપો અને આવેશોને હદની બહાર જવા દેશો નહીં. એવું રાજકર્તાએ પોતાની પ્રજાને કહેવા નીકળવું એટલે સામાન્ય મનુષ્ય સ્વભાવની પોતાને ઓળખ નથી એવું લોકોને પ્રદરશીત કરવું એવું થાય છે. મુઝફ્ફરપુર બાબત ઉપર લખતાં એંગલો-ઇનડીયન પત્રકારોએ આવી મોટી ભુલ કરેલી છે. અંગ્રેજી અધીકારી વર્ગના ત્રાસદાયક વર્તન ઉપર અથવા શીરજોરપણા ઉપર કડક ટીકા કરનારા હીંદી આગેવાનોના લેખોથી અથવા લખાણથીજ હાલની ભયંકર સ્થીતી થવા પામી છે. આવા તોહમતો તેઓએ સદરહુ આગેવાનો ઉપર મુકયાં છે, અને વધુ એવી ભલામણ કરી છે કે આગેવાનોના ભાષણો અને લેખો ઉપર અથવા હીલચાલ ઉપર આપણી સરકારે વધુ સખત બનવુ જોઇએ. અમારા મત પ્રમાણે આ સુચના કેવળ ઘેલા પણાની છે. અતીશય વરસાદ પડવાથી નદીમાં આવેલી પુરને લીધે નદીનો બાંધો ધસાઇ પડવા માટેનો દોષ પુરને માથે ન ચઢાવતા જે પ્રમાણે વરસાદને આપવો જોઇએ તે પ્રમાણે બેદરકાર અને અનીયંત્રીત અધીકારી વરગના જુલમી કૃત્યોથી જે અસંતોસ અને સંતાપ ઉતપન થાય છે. તેથી પ્રજામાં કોઇક કે કાળે કાયદાની મરીયાદાનું ઉલ્લંઘન થાય તો તેનો દોષ અનીયંત્રીત અધીકારી વર્ગની રાજય પધતી ઉપર મુકવો જોઇએ. કોઈ પણ મનુંષય પોતે પોતાની સ્થીતી જોઈ શકતો નથી તે ખરૂ છે. પરથવી સાથે ફરનારા કરોડો લોકોને પોતે નથી ફરતા પણ જગત ફરે છે, એવુ લાગે છે. પણ જાણકારોએ આવા ભરમમા ન પડતા કોઇ પણ વાતોનુ ખરૂ કારણ શોધી કહાડવા તરફ પોતાનુ લક્ષ પહોંચાડવુ જોઇએ. નકામ સાપસાપ કરીને દોરી ઉપર તાડન કરતા બેસવામાં કાંઇપણ ફાયદો નથી.

હીંદુસ્તાનમાંના અનીયંત્રીત ગોરા અધીકારી વર્ગની સત્તા હવે દહાડે દહાડે લોકોને અસહ્ય થતી ચાલી છે. આ સતા અધીકારી વર્ગ પાસ ન રહેતાં પ્રજાના પ્રતિનીધીઓના હાથમાં આવે તેવા પ્રયત્ન હીંદુસ્તાનના સર્વ વીચારી પુરૂષો કરી રહ્યા છે. કેટલાકોને એમ લાગે છે કે આવા મદાંધ અધીકારી વર્ગની વીનવણી કરી તે અથવા તેઓની ઉપર દેખરેખ રાખનારી જે વીલાયત સરકાર છે તેને અરજ કરીને મેળવી શકાશે. બીજા કેટલાકોને આ વાત અસંભવીત લાગતી હોવાથી નાક પકડયા વગર મોઢું ઉઘડતું નથી. એ કહેવત મુજબ હાલના રાજકર્તાના ગાડાને કોઇ પણ ઠેકાણે ધાંચ આણ્યા વગર પોતાનો ઇષ્ટ હેતુ પાર પડનાર નથી એવું તેઓના મનમાં લાગ્યું છે જે જોઇતું હોય તે સ્પષ્ટ રીતે માગી લેવું અને અડચણો નાંખવાનો માર્ગ હાથ ધરીને તે પ્રાપ્ત કરી લેવું એવું આ પક્ષનું કહેવું છે. પણ દેશમાંના ત્રીસ કરોડમાંથી એક પણ પુરૂષે આ રાજ્યપદ્ધતીથી ઉત્પન થતા સંતાપના અથવા આવેશના ઉભરાથી ઉપરના બે મારગોની પેલી બાજુએ જવું નહી એવું કહેવું એટલે હીંદુસ્તાનમાંના ત્રીશ કરોડ લોકનો સંતાપ અને આવેશ સદઇવ અમુક ડીગ્રીની અંદર રહેવો જોઇએ એવું કહેવા જેવું થાય છે, અને સર્વ દેશમાં આવી હદ બાંધવાની આવસ્યકતા થશે. ઉનાળામાં સુર્ય નારાયણ મધ્યાન કાળે આવે ત્યારે મારવાડમાંનો રૂક્ષ પ્રદેશ દારજીલીંગ અથવા સીમલા તરફના પ્રદેશ જેટલો જ ઠંડો રહેવો જોઇએ એવી જો કોઇ પણ ઇચ્છા કરે કીંવા પ્રયત્ન કરે તે જેવી રીતે વ્યર્થ થાય તેવીજ રીતે લોકોને અપ્રીય થઈ પડે એવી રાજ્ય પદ્ધતીથી પ્રજાના મનમાં ઉત્પન્ન થએલો સંતાપ અને આવેશ અમુક એક હદનીજ અંદરજ હમેશાંને માટે સર્વ સ્થળે રહેવો જોઇએ એવી ઇચ્છા કરવી કે પ્રયત્ન કરવો એ વ્યર્થ છે. મુઝફરપુરના બોંબ ગોળાના પ્રકરણ ઉપરથી અને તેમાં સપડાયેલાં ત્રણ ગ્રહસ્થોની જુબાની ઉપરથી જો અમારા રાજકર્તાએ કાંઈ પણ બોધ લેવો હોય તો તે એજ છે અને અમે ફરી ફરીને આજ વાત તેઓના કાને નાખવાની નમ્રપણે પરવાનગી લઇએ છીએ. અમને ખબર છે કે મુઝરપુરમાં થવા પામેલા પ્રકારનું અનર્થ અમારી સરકારથી ઉગ્ર સ્વરૂપ ધારણ કરીને સખ્તાઇથી તાબડતોબ બંધ કરી શકાશે પણ શાંતતા રાખવાને આવા ઉપાયોની હાલમાં જો જરૂર હોય તોપણ તેથી ગુસ્સાનું મુળ કોઇપણ રીતે નીરમુંળ થવાનું નથી, અને શરીરનો રોગ જ્યાં સુધી નીરમુળ થયો નથી ત્યાં સુધી એક ઠેકાણાનું ગુમડું કાપી નાંખીએ તો પણ બીજે ઠેકાણે તે ફરીથી ઉદ્ભવનાર નથી એવી ગેરંટી કોઇથી પણ આપી શકાવાની નથી. હીંદુસ્તાન સરખા ગરીબ અને કેવળ રાજ્યનીષ્ટ અને ઘોરકર્મથી પરાંગમુખ રહેલા દેશમાં આવા દીવસો આવે એ પ્રજા અને રાજા એ બેઉના મોટા દુરદઇવ છે. દેશમાં શાંતા રાખવાની જેઓ ઉપર જવાબદારી છે તેઓએ આવા પ્રકારના અનર્થ થાય કે તાબડતોપ બંધ કરવા જોઇએ તે માટે કોઇનો પણ મતભેદ નથી પણ આવા ભયંકર અનર્થની પુનરાવૃતી ન થવા માટેનાં ઇલાજ કરવા જોઇએ તે માત્ર દુરદર્શીપણાથી અને વીચારોથી કરવા જોઇએ. હીંદુસ્તાનની રાજ્ય પધ્ધતી પ્રજાને અપ્રીય થઇ પડેલી છે, એટલું જ નહીં પણ સદરહું રાજ્ય પદ્ધતીમાં સુધારણા થાય તે માટે લોકોએ અનેક વખતે કરેલી વીનંતી અમાન્ય થવાથી કેટલાક સુશીક્ષીત લોક પણ સંતાપના ઉભરામાં દેહભાન વીસરી જઇને ભયંકર કૃત્યો કરવાને પ્રવૃત થવા લાગ્યા છે. એ હવે ખુલ્લું થયું છે. રાષ્ટ્રના સમગ્રાત અથવા વીચારી પુરૂષોને આવા પ્રકારનું આતતાઇ પણ ઠીક લાગશે નહીં. કીંબહુના. આવા પ્રકારના આતતાઇ પણાથી જુલમનો પ્રતીકાર ન થતાં કેટલોક વખત સુધી જુલમ થવાનો પણ સંભવ છે. પણ રૂશીઆના ઇતિહાસ તરફ નજર કરીએ છીએ તો એમ જણાય છે કે આવા પ્રકારનો અત્યાચાર અથવા આતતાઇપણું લોકો ઉપર અધીકાધીક જુલમ

કરવાથી કાંઇ બંધ થતા નથી. રાજકીય હક સંપાદન કરવા માટે લાંબો વખત સુધી ખટપટ પણ શાંતપણે, ધીમેપણે, અને રીતીસરની સનંદસીર રીતીથી કરવી જોઇએ છીએ તે ખરૂં છે! પણ આવી ખટપટ ચાલતી હોય તે દરમ્યાન સમાજમાંથી કોઇપણ માણસ ઉછંકળ થશે નહી એવી જોખમદારી ન લેવાથી રાજકીય હક માટે ખટપટ કરનારા સર્વ લોક રાજ્યદ્રોહી છે એવું કહેવું સયુકતીક કેમ થઈ શકશે એ અગને સમજાતું નથી. શોકથી અંતઃકરણ અતીશય સંતપ્ત થાય ત્યારે મનુષ્યની આંખોમાંથી એકાદ આંસુ પણ પડવું ન જોઇએ એવો પ્રતીબંધ નાખવો જે પ્રમાણે દુરઘટ છે. તે પ્રમાણે હીંદુસ્તાન ઉપર બળજબરીથી અને શીરજોરપણાથી રાજ્ય કરનારી અનીયંત્રીત રાજ્યપધતી લોકોને એટલીજ અસહય થાય કે જેથી કરીને કોઈપણ માણસ સંતાપી અત્યાચારમાં પ્રવૃત ન થાય એવી આશા રાખવી વ્યર્થ છે. કેટલીક થોડી વ્યકતી શીવાય દેશમાં તો સુશીક્ષીત અને અશીક્ષીત વર્ગ હજી સુધી કાયદેસર અથવા સનંદશીર મર્યાદાનું ઉલંઘન કરવાને પ્રવૃત થયો નથી. (૦) કીંબહુની એવી ઇચ્છા પણ તેઓનાં મનમાં ઉદભવી નથી એમ કહેશું તોપણ ચાલશે. આવી સ્થીતીમાં મુઝફરપુરના ભયંકર પ્રકરણની જવાબદારી આ વર્ગ ઉપર નાંખવી એટલે તેઓના દુઃખ ઉપર ડામ દેવા જેવું છે. વીસમી સદીની શાણી સરકારને આ વાત સમજાતી નથી એવું નથી પણ અનીયંત્રીત સતાનો મદ અને સ્વજાતીઓનો ફાયદો કરાવવાની હોંસ એટલી વીલક્ષણ હોય છે કે તેથી શાણા લોક પણ પ્રસંગે આંધળા બની જાય છે. હાલનો હીંદુસ્તાનનો પ્રસંગ એવોજ છે મોટા મોટા ગોરા અધીકારીઓનાં ખુન કર્યાથી અંગ્રેજ રાજયની ઇમારત ધસી પડનાર નથી. એક ગયો તો તેની જગોએ બીજો આવશે બીજો ગયો તો તેની જગોએ ત્રીજો આવશે. એટલું ન સમજાય એવું મુર્ખ કોઇપણ નથી. પણ રાજ્યકીય હક મેળવવા માટે કરેલી શાંતતાની સર્વ હીલચાલો નીષ્ફળ થાય છે એવું નજરે આવવા પછી અને બધાઓ સર્વ આશા નાબુદ થયાં પછી હરણ જે પ્રમાણે પારધી ઉપર પોતાના પ્રાણની તદન પરવા ન રાખતાં તેના ઉપર તુટી પડે છે તેજ પ્રમાણે તરૂણોમાંના કેટલાકોનાં મન આતતાઈપણા તરફ લાગ્યાં છે. આ વાત મુઝફરપુરના પ્રકરણ ઉપરથી સરકારે લક્ષમાં લેવી જોઇએ આ અત્યાચારમાં કોઇપણ સમજું સંમતી દેનાર નથી, પણ આ નીરૂપાયની ધાંચ–અને ધાંચ કહીએ એટલે તે કયારે પણ સંતાપ અને નીરાશાથીજ ઉત્પન થાય છે—નાખવા અથવા તદન ટાળવા પ્રજાનેજ નહી પણ રાજાને પણ અશકય છે. ખરી રાજયનીતી કહીયે એટલે આવા પ્રકાર ઉપર આ વાત ન આવવા દેવી એજ છે અમે તેજ નીતી સરકારને મોકળા મનથી અને સ્પષ્ટપણાથી આ પ્રસંગે સુચવીએ છીએ. મુઝફરપુરમાં બનેલો બનાવ ભયંકર હોવાથી તેનો અમે તીવ્રનીષેધ કરીએ છીએ. એવું સરકારને નમ્ર પણે જણાવવા પ્રજા એ નાતાથી અમારૂં સર્વ કર્તવ્ય અમે કરી ચુકયા એવું અમને લાગતું નથી. આવા ભયંકર પ્રકારો બનવા નપામે અથવા આટલી હદ સુધી જવાનો પ્રજામાંના કોઇને પણ પ્રસંગ ન આવે એવી સર્વની અંતઃકરણ પુર્વક ઇચ્છા છે પણ રાજયકરતા અધીકાર વર્ગની ઇચ્છા પ્રજાની જો ઇચ્છા બાજુ પર મુકી તેની કસોટી કરવાની છે તેનો પણ આવે વખતે વીચાર થવો જરૂરનો છે. તે શીવાય રાજયકર્તા અને પ્રજા વચ્ચેના વ્યવહારો સરળ રીતે ચાલી શકવાના નથી. મુજફરપુરમાં બનેલો બનાવ ખેદજનક છે. યોગ્ય નથી એમ અમે ઉપર કહી ગયાજ છીએ, પણ તે જે કારણોથી થવા પામ્યો તેના કારણો જેવાને તેવાંજ હવે પછી કાયમ રાખવામાં આવશે તો પછી આવા ભયંકર પ્રસંગો તદન બંધ થવા અમારા મત પ્રમાણે શકય નથી, અને તેથીજ આવા અનીષ્ઠ પ્રકાર તદન બંધ કરવા માટે જે તજવીજો કરવી જોઇએ તે અમે સરકારને આજ વખતે સુચવીએ છીએ. રૂશીઆ, જરમની, ફ્રા-

મ્સ વીગેરે દેશોમાં “ નીહીલીસ્ટો ” જેનો પંથ ઊપરથીત થયો છે તેવોજ હવે અહીઆં ઉભો થવાનો વખત અમારાં કુદઇવે આવી લાગ્યો છે જે આ વખત ટાળવા માટેની અને વીપવક્ષ વધવા ન દેવા માટેની વાત સરવસ્વી સરકારનાજ હાથમાં છે. જુલમથી અથવા શકતીથી દેશને થતાં આ ગુમડાંઓ કદી પણ કાયમને માટે સારાં થનાર નથી. રાજ્ય પધતીમાં સુધારણા કરવી એ આ રોગ ઉપર ખાવાની દવા છે અને સદરહુ દવાનો અધીકારી વર્ગ ઉપયોગ આવે વખતે નહી કરશે તો તે અમારૂં સર્વનું મોટું દુરદૈવ સમજવું જોઇએ. અમારૂં આ લખવું સરકારી વર્ગને કદાચીત અપ્રીય લાગશે, પણ તેને માટે તમારો ઈલાજ નથી. કારણ એક જણ કહી ગએલો છે તે પ્રમાણે મીઠું અને હીતકારક એવું ભાપણ દુર્લભ છે, અમોએ જે કાંઇ ઉપર કહેલું છે તે અમારા મત પ્રમાણે ખરૂં અને વાજબી હોવાથી પરીણામે રાજકરતા અને પ્રજા એ બેઉની હીતકારક છે. આટલાથી જો અમારા લખવાનો કાંઈ પણ ઉપયોગ ન થાય તો દેશના મોટાં દુરદઇવજ સમજવાં. બીજું શું ? અને એક વખત દુરદઈવ થયું એટલે પછી શું શું થવા પામશે તે પણ કોણ કહી શકશે? અનર્થો અથવા સંકટો કોઇને પણ પ્રીય હોતા નથી, પણ તે ટાળવાનું કામ કોઇ કોઇ વખત ઇશ્વર અમારે હાથ સોંપતો નથી. હાલનો પ્રકાર આવોજ થતો ચાલ્યો છે. અને સરકારી અધીકારી વર્ગને આની કદર રહેશે નહી તો તેને અમે પણ શું કરીશું.

ઈસારો કરવો એ અમારૂં કામ છે અને પરમેશ્વરને અને સત્યને સ્મરીને અમે તે કરતવ્ય બજાવીએ છીએ. દેશની સ્થીતી કષ્ટમય ન થાય તે અમને પણ ઇષ્ટ છે પણ તે સાથે હાલની દુસહ્ય રાજપદ્ધતી બને તેટલી જલદી સુધરવી જોઇએ એવો એવો આગ્રહ પકડવાનો જે અમારો હક છે, તે પણ અમારે બજાવવો જોઇએ તેના કારણ ભાંભરી જવામાં કાંઈ અર્થ નથી. હારો અધીકારી વર્ગ કીંવા એંગ્લો ઇન્ડીયન પેલકોરો મુઝફ્ફરપુર બાબતમા મોટા બુરલતાબા અમારા પ્રયત્નોની તીવ્રતા ઓછી કરવાના કામમાં ઉપયોગ કરી લેશે એ અમારી જાણમાં છે કેમકે તેમાં તેઓનો સ્વાર્થ પણ રહેલો છે પણ મુઝફ્ફરપુરના કેસનો નીષેધ કરતાં વસ્તુસ્થીતીનું એંગલો ઇન્ડીઅન લોકો તરફથી જે આવી પ્રયાસ થાય છે તેનો પણ જોરથી નીષેધ કરવો એ અમારૂ કરતવ્ય છે રાજ્ય કરતા અધીકારીઓનું ખુન ન થવા દેવામાં પ્રજાએ સાહ્ય કરવી જોઇએ જે પ્રમાણે પ્રજાનો ધર્મ છે તેજ પ્રમાણે રાજ્યપધતી બેદરકાર ન રાખતાં હાલના વખતને ઓળખી જઇને તેમાં લોકમતનો સમાવેશ કરવો એ રાજ્યકરતાનું જ કરતવ્ય છે આ કરતવ્ય વીસરી જઇને દુરલક્ષ કરીને રાજ્ય કર્તા પુરૂષોએ પ્રજાનો ધર્મ માત્ર તેઓ પાસેથી અસીધારાવ્રત પ્રમાણે પળાવવો શકય નથી એટલુંજ નહી પણ એમાંના કોઇને પણ ફાયદાકારક નથી એવું રાજ્ય ધર્મ શાસ્ત્ર કહી રહ્યું છે. ધર્મનો જ્યાં નાશ થાય છે ત્યાં કોઈને કોઇ વખતે પણ મુઝફ્ફરપુરના જેવા અનરથો થાય તેમાં નવાઈ જેવું નથી માટે આવા અનીશ્ટ પ્રકારો ન બને તેવી જો રાજ્યકરતાની ઇચ્છા હોય તો પોતાની હાલની રાજ્યપધ્ધતીનોજ તેઓએ પહેલાંથી અટકાવ કરવો એવી અમારી તેઓને સુચના છે અને તેટલાજ હેતુથી આજનો લેખ લખ્યો છે ”

પોલીસ તરફથી આ મુકદમા ઉપર સુપ્રીનટેન્ડંટ મી૦ સલોને દેખરેખ રાખી હતી.

## મી૦ સ્લોનની જુબાની.

શરૂઆતમાં મી૦ બ્રોવનની તપાસમાં મી૦ સ્લોને જણાવ્યું કે મુંબઇની છુપી પોલીસમાં હું સુપ્રીનટેનડંટનો હોદ્દો ધરાવું છું. ફરયાદમાં જે શખસને જાહેર કરવામાં આવ્યા છે તેઓ આરોપી યાને મી૦ બાળગંગાધર તીલક છે. હું તેઓને પીછાણું છું. આજ કેટલીક મુદત થઇ હું “ કેસરી ” પત્ર ખરીદું છું અને ગઈ તા૦ ૧૨ મીનો “ કેસરી ” પત્રનો અંક મેં ખરીદ્યો હતો.

### મી૦ ઓવનની મુકદ્દમો મુલતવી રાખવાની અરજ.

મી૦ ઓવને અત્રે મુકરદમો નામદાર કોરટ ને મુલતવી રાખવા માટે અરજ ગુજારી હતી.

મેજીસ્ટ્રેટ–( મી૦ ઓવનને ) શું તમો હમણાં મુકરદમો ચલાવવાને તઇયાર નથી ?

### મી૦ દાવર બેરીસ્ટરે તે સામે લીધેલો વાંધો.

મી૦ દાવરે મુકરદમો મુલતવી રાખવાની મી૦ ઓવને કીધેલી અરજ વીરૂદ્ધ વાંધો લેતાં જણાવ્યું કે મારે કહેવાની જરૂર છે નહી કે આરોપી મી૦ બાલગંગાધર તીલક ઉંચી કેલવણી પામેલા આબરૂદાર અને પશ્ચિમ તરફની સઘળી કોમોમાં અને મુખ્ય કરી મરાઠા વરગમાં ભારે લાગવગ ધરાવનારા ગ્રહસ્થ છે. તેઓને સાંજે છેક ૭ વાગતાં પછી પોલીસ તરફથી પકડવામાં આવ્યા છે અને ત્યારથી તેઓને પોલીસ ચોકીમાં પુરવામાં આવેલા છે. તેઓના ધારાના હીમાયતીઓને સરકાર તરફથી રજુ થયેલા ફરિયાદનામાની નકલ પણ હજી મલી નથી અને મારા કુલ સામે (મી૦ તીલક) શું આરોપમેલાયાછે તેથી હું કે તેઓના ધારાના બીજા કોઇબી હીમાયતી હજી માહીતગાર થયા નથી. અગર જો આરોપી ઉપર હીંદી ફોજદારી કાયદાની ૧૨૪મી એ. કલમ પ્રમાણેનો રાજદ્રોહી લખાણ કરવાનો આરોપ મેલાયો હોય તો આરોપી તરફથી તેઓ મુકદમો ચલાવવાને તદન તઇયાર છે અને તેઓ 'કેસરી' પત્રમાં પ્રગટ થયલું મજકુર કેહેવાતુ વાંધાભર્યું લખાણ આરોપીએજ પ્રગટ કીધું છે એમ વળી કબુલ કરે છે, આ પછી આરોપી જ્યારે મજકુર આરટીકલ પોતે પ્રગટ કરવાની બીના કબુલ કરે છે તો આરટીકલ પ્રગટ થવાની બીનાની જુબાની લાવવા ઊપરજ મુકરદમો મુલતવી રાખવાની કશી જરૂર રહેતી નથી, ફરીયાદી યાને સરકાર પક્ષ મુકરદમો ચલાવવાને તૈયાર હોવી જોઇએ અને સરકારી પક્ષે આરોપી સામેની સરૂઆતની જુબાની રજુ કરવી જોઇએ, અગર જો તમો નામદાર આ કેસની તપાસ કરવા માંગતા હો તો અથવા તો એ કેસ સેશન્સ કમીટ કરવા માંગતા હોવો તોપણ એવી રીતની જુબાની લઇ મુકરદમાની શરૂઆતની તપાસ આજેજ ચલાવવી જોઇયે. જો તમો નામદાર આ બંનેમાંથી એકબી ઠરાવ ઉપર આવ્યા નહી હોવો તો આરોપીને જામીન ઉપર છોડવો જોઇયે છે.

અત્રે મેજીસ્ટ્રેટે મી૦ દાવરની અરજ ઉપરથી આરોપીને તેના ધારાના હીમાયતીઓ સાથ મસલત ચલાવવાની રજા આપી હતી.

### મી૦ ઓવનની વધુ દલીલ.

એ પછી મી૦ ઓવને મી૦ દાવરને વધુ જવાબ દેતાં જણાવ્યું કે નામદાર કોર્ટ જો આરોપીનો કેસ સેશન્સ કમીટ કરવા માગતી હોય તો પ્રથમદરશક મુકરદમો પુરવાર થવા જરૂર છે. આ માટે આરોપીના ધારાના હીમાયતી મજકુર કેહવાતી વાંધાભરી આરટીકલ પ્રગટ કરવાની બીના કબુલે તે કાયદા પ્રમાણે ચાલી શકે નહી. આરોપી સામે જે આરોપ મેલાયો છે તે ઘણો ગંભીર પ્રકારનો છે, આ માટે ઘણીક જરૂરની બાબતો સરકારી પક્ષ તરફથી રજુ થવાની જરૂર છે જે હાલ અમારી પાસ તઇયાર નથી માટે મુકરદમો આવતા શનીવાર સુધી મુલતવી રાખવો. એમ નામદાર કોરટને હું અરજ ગુજારૂં છું

### એ દલીલ માટે મી. દાવરનો વલતો જવાબ

મી૦ દાવરે તે પછી જણાવવું કે એક તો હમતદાર તરફથી જો તેના ધારાનો હીમાયતી ગુનાહ કબુલ રાખી શકે તો આરટીકલ પ્રગટ થવાને લગતો તેનો એકરાર શા માટે કબુલ ન રાખવામાં આવે તે હું સમજી શકતો નથી.

### મી૦ દાવર અને મેજીસ્ટ્રેટ વચ્ચે કાયદાની તકરાર.

મેજીસ્ટ્રેટે જણાવ્યું કે બીના તદન ખુલ્લી છે. શરૂઆતની જુબાની રીતસર રજુ થવી જોઇયે અને આરોપી તરફથી પોતા ઉપર મેલાયલા આરોપનો એકરાર લાગજ કબુલ રાખી શકતો નથી.

મી૦ દાવરે જણાવ્યું કે ધારો કે આરોપી તરફથી હમણા હું કહું કે આરોપી પોતાનો ગુનાહ કબુલ કરે છે તે ચાલી શકે કે નહી ?

મેજીસ્ટ્રેટ—તે તદ્દનજ જુદી બીના છે. પણ આરોપી સામે આરોપ ઘડી કાઢવામાં આવે નહી ત્યાં સુધી તે પોતા ઉપર મેલાયલા અપરાધનો એકરાર કરી શકે નહી.

### વધુ તકરાર.

મી૦ દાવરે તે પછી જણાવ્યું કે જો મજકુર પ્રગટ થયલી બીના માટે જુબાની લાવવાને મુકરદમો મુલતવી રાખવાની જરૂર હોય તો અમો તેવી જુબાની લાવવા માટે ફરીયાદી પક્ષને મદદ કરવા તૈયાર છીએ.

મી૦ બોવન—હાલ એ મુકરદમો ચલાવવા ને સરકારી પક્ષ તૈયાર નથી. બીના પ્રગટ થવા ની જુબાની એજ એકજ સવાલ નથી અને ું જાણી શકતો નથી કે મી૦ સ્લોનનીજ જુ ની એ બાબતમા પુરતી છે કે નહી ?

મી૦ દાવરે જણાવ્યું કે જે બીના પ્રગટ માટેની જુબાની આરોપીને સેશન્સ કમીટ માટે પુરતી છે અને તે પછી ફર્યાદી પક્ષ જુબાની હાઇ કોરટમાં રજુ કરી શકે.

મી૦ બોવને જણાવ્યું કે કેસ સેશન્સમાં ાય તે પહેલાં મુકરદમો પ્રથમ દર્શક પુરવાર ની જરૂર છે અને મારા બધા સાક્ષીઓ તે ! આજે કોરટમાં હાજર નથી.

### મેજીસ્ટ્રેટનો હુકમ.

એ પછી નામદાર કોરટે મુકરદમો આવતા મવારે પાછલા પહોરના ૩ાા વાગતા ઉપર ાતવી રાખ્યો હતો.

### હુમલદારને જામીન ઉપર છોડવાની :રજ—મી૦ દાવરનું તે વીશે વીવેચન.

મી૦ દાવરે તે પછી આરોપીને જામીન : છોડવાની અરજ કરતાં જણાવ્યું કે આ ા પક્ષની સ્થીતી ઘણી કઢંગી થઇ પડે છે, ુ કે જો આ મુકરદમો હાઇકોરટમાં કમીટ માં ઢીલ થશે તો ફોજદારી સેશન્સ જે ર આવતી તા૦ ૨૭ મીથી શરૂ થાય છે તેમાં આ મુકરદમો નીકળી શકશે નહીં. વળી જો આરોપીને જામીન ઉપર છોડવામાં નહી આવશે તો એ પછી આવતી સેશન્સ સુધી અને ત્રણ માસ સુધી આરોપીને જેલમાં રહેવું પડશે અને કદાચ જો આરોપીને જામીન ઉપર છોડવામાં આવશે તોપણ આરોપીને માથે હાલનો કલંક એટલી લાંબી મુદત સુધી લટકેલો રહેશે.

### સરકાર પક્ષ તરફથી આરોપીને જામીન ઉપર છોડવા સંબંધી લેવાયલો વાંધો.

મી૦ બોવનને આ અરજ સામે વાંધો લેતાં જણાવ્યું કે તમો નામદાર ફરીયાદનામાં ઉપર ધ્યાન પુગાડશો તો તમો તરતજ અનુમાન ઉપર આવી શકશો કે આરોપીએ કીધેલો ગુન્હો કેવો ગંભીર પ્રકારનો છે અને તે માટે તકસીરવાર છે કે નહી.

### મજકુર આરટીકલનો મુળ સાર શું છે ?

એ પછી મી૦ બોવને મજકુર કહેવાતી વાંધા ભરેલી આરટીકલમાંથી ચોક્સ ફકરા વાંચી સંભળાવી જણાવ્યું કે આ આરટીકલ રીતુરી ઢબમાં લખાયલી છે અને તે પ્રજાની લાગણી સરકાર વિરૂદ્ધ ઉશ્કેરી મેલવા માટે તેમજ લોકોમાં અશંતોષ ફેલાવા માટે લખાયલી જણાયછે, આ આરટીકલમાં હીંદી સરકારને લોકો ઉપર ચાલુ જુલમાત અને નીર્દયપણું ગુજારનારી સફેદ આપખુદ સત્તા તરીકે ચીતારવામાં આવી છે.

### મી૦ તીલકનો સરકાર સાથ માનભર્યો સંબંધ.

મી૦ દાવરે તે પછી જણાવ્યું કે જામીનગીરી મેળવવાની મુળ મતલબ તોહમત મેલાયલા શખ્સને તપાસને દીવસે કોર્ટમાં હાજર થયલો જોવાની છે [અત્રે મી૦ દાવરે પોતાની દલીલના ટેકામાં કેટલાક મુકરદમાં ટાંકી બતાવ્યા હતા.) તે બાદ મી૦ દાવરે વધુ જણાવ્યું કે મી૦ તીલક પોતાના બોલ પાળનારા આબરૂદાર અને જાણીતા ગ્રહસ્થ છે એવી મારી જે તકરાર છે તે સામે સરકાર તકરાર લેવા માંગતી હોય એમ હું ધારતો નથી. આરોપી મી૦ તીલક મુખ્ય ક

રી સરકારી અમલદારોમાં ભારી લાવવગ ધરાવે છે અને થોડીજ મુદતની વાત ઉપર હીંદી સર કારની કારોબારની બાબત સંબંધી સરકારી અમલદારોએ તેઓથી મસલત ચલાવી હતી.

**રૂપિયા એક લાખના જામીન આપવાની માંગણી.**

મી૦ તીલક (આરોપી) ઘણા જાણીતા ગ્રહસ્થ છે અને મુંબાઈના કાઈબી આબરૂદાર શહેરી તેઓ માટે તમો નામદાર માગો તેટલી રકમના જામીન આપવા-તમો નામદાર કહોતો રૂપયા એક લાખ સુધીના જામીન આપવા તૈયાર છે આ સંજોગો વચ્ચે તમો નામદારે એટલુંજ જોવાનું છે કે મી૦ તીલક ન્યાયની ચુંગાલમાંથી છટકી જવાની ધારણા રાખતા નથી.

મી૦ બોવને જણાવ્યું કે જામીન ઉપર આરોપીને છોડી શકવાની જે દલીલ મી૦ દાવરે રજુ કીધી છે તે આ કેસમાં લાગુ પડતી નથી જો આરોપીપર ૪૯૭મી કલમ લાગુ પડતી હોય તો આરોપીને જામીન ઉપર છોડી શકાય નહી.

**જામીનની રદ ગયેલી અરજ.**

મેજીસ્ટ્રેટે આરોપીને જામીન ઉપર છોડવાની અરજ રદ કરતાં જણાવ્યું કે હું એવા અનુમાન ઉપર આવ્યો છું કે આરોપી સામે મેલાયલા તોહમત માટે તે તકસીરવાર ઠરે છે.

**આરોપીના ધારાના હીમાયતીની વધુ અરજ.**

એ પછી આરોપીના ધારાના હીમાયતીની અરજ ઉપરથી નામદાર કોરટે આરોપીને સાંજ સુધી પોલીસ કોરટના ભોંયરામાં રાખવાની અને તેઓને મી૦ દીક્ષીત પ્લીડર, મી૦ બોડસ પ્લીડર, મી૦ બેપટીસ્ટા મી૦ બાપટ મી૦ અને મી૦ ગાંધીને મળવા દેવાની રજા આપી હતી.

**મી૦ તીલક ભોંયરામાં.**

એ પછી મી૦ તીલકને નીચે પોલીસ ભોંયરામાં પોલીસ દેખરેખ હેઠલ ખસેડવામાં આવ્યાં હતા જે પછી હાજર રહેલા લોકો વીખરાઈ ગયા હતા.

**તીલકના દર્શનની આતુરતા.**

મી૦ તીલકને આજ સાંજ સુધી પોલીસ કોરટના ભોંયરામાં રાખવામાં આવ્યા હતા તેઓને ગાડીમાં જેલમાં ખસેડે તે વખતે તેઓના દર્શન કરવાને લોકોની મોટી સંખ્યા પોલીસ કોરટ બહાર ભેગી મળી હતી. પોલીસ બંદોબસ્ત મજબુત હતો.

---

## પુણામાં જબરજસ્ત ઉશ્કેરણી. મી૦ તીલકની મીલકત સરકારે કબજે કીધી.

**તેમના કુટુંબને ઘર ખાલી કરવાની પડેલી ફરજ.**

**હથીયારબંધ અને ઘોડેસ્વાર પોલીસની હાજરી.**

**તીલક માટે લોકોની અસાધારણ લાગણી**

**"તીલક મહારાજકી જય, શીવાજી મહારાજકી જય, બંદેમાતરમ!"નાં ચાલુ પોકારો**

આખુ પુના શહેર આજરોજ જબરદસ્ત રૂકારની ઉશ્કેરણીથી હલમલી રહયું હતું, કેમ ત્યાં પ્રગટ થતાં જાણીતા અને અતિશય બોહોળ ફેલાવો પામેલા પ્રખ્યાત મરાઠી પત્ર "કેસરી" માં ફીતુરી લખાણો કરવાના આરોપ માટે આખ દખણમાં જાણીતા થયલા પુરૂષ શ્રીયુત બાળગંગાધર તીલકને મુંબઈની પોલીસે આગલી રાત મુંબઈ ખાતે કેદ પકડાયાની ખબર મળી હતી આ ખબર જેવી ત્યાં ફરી વળી કે આખું પુના શહેર તે સાંભળીને જાણે વીજળીનો ઝટકો ગ્યો હોય તેમ એકાએક ચોંકી ઉઠયું હતું.

મુંબઈની છુપી પોલીસવાળા ઇન્સપેક્ટર સુલીવાન ગુરૂવારે સાંજે મુંબઈથી ત્યાં મી૦ તીલકને કેદ પકડવા ગયા હતા, પણ મી૦ તીલક તો તે અગાઉ મુંબઇ ખાતે ઉપડી ગયા હતા.

આજ સહવારનાં પોહરનાં ડીસ્ત્રીક્ટ પોલીસ સુપ્રીનટેન્ડંટ મી૦ ડેવીસ, મદદનીશ સુપ્રીન્ટેન્ડંટ મી૦ ડેનીઅલ અને ડેપ્યુટી સુપ્રીન્ટેન્ડંટ મી૦ પાવર "કેસરી"ની ઓફીસપર દરોરો લઇ ગયા હતા અને તેને સીલ માર્યું હતું. જ્યારે તેઓ ચોક્સ દસ્તાવેજોની શોધમાં હતા ત્યારે હજારો લોકોનાં ટોળાં ઓફીસની આસપાસ ફરી વળ્યાં હતાં અને બીજાં બહાર રસ્તાપર ભેગાં મળ્યાં હતાં. તેઓ "તીલક મહારાજકી જય, શીવાજી મહારાજકી જય, બંદેમાતરમ" ના પોકારો કરતાં હતાં. એ વેળા તે જગ્યાએ યુરોપીઅન પોલીસ અમલદારો સહીત હથીયાર બંધ ઘોડેસ્વાર પોલીસ હાજર હતી પણ તે છતાં લોકો પોકારો કરવાથી પાછા હઠ્યા નહીં

[illegible] તીલકને સાંજે પુણે લાવવામાં આવશે [illegible] તેના ઉપર ફીતુર ચલાવવાનો આરોપ મેલ [illegible] આવશે એવી પુણા ખાતે ખબર ફેલાવ[illegible]ામાં આવ્યાથી રેલવે સ્ટેશન ઉપર ઘણી સાવ[illegible]ાતી રાખવામાં આવી હતી. પણ તે ધારણામાં [illegible]ણાવારીઓ નિષ્ફળ નીવડયા હતા કેમકે તીલકને [illegible]ાં લઇ જવામાં આવ્યા નથી.

મી૦ તીલકના રહેવાના મકાનને જપ્તી લગા[illegible]ામાં આવી હતી અને તેમના મકાનમાંથી તેમના [illegible]બને સામેના બીજા મકાનમાં ખસેડવામાં [illegible]વ્યું હતું મી૦ તીલક તરફ ભારે દીલસોજી [illegible]ાવામાં આવે છે.

પોલીસ સીંહગઢના તેમના મકાનપર પણ તપાસ [illegible]ગઇ હતી અને કેટલાક ઓચરીઆ લઇગઇ હતી.

**પુણા શેહેરની દુકાનો બંધ.**

લગભગ સઘળી દુકાનો બંધ કરવામાં આવી જેમાં કેટલીક મહોમેદનોની દુકાનો પણ હતી. [illegible]ક સ્કુલો, તેમજ ફરગ્યુસન કોલેજ બંધ [illegible]વામાં આવી હતી.

---

શનીવાર તા૦ ૨૭ જુન ૧૯૦૮

**મેદાનની પોલીસ કોર્ટની ચોકીમાં મી૦ તીલકની તેના ધારાના હીમાયતીઓએ લીધેલી મુલાકાત.**

મી૦ બાલગંગાધર તીલકને ગયા સુકરવારને દીને સાંજે તુરંગમાં મોકલતી વેળા તેના વકીલ મી૦ દીક્ષીતની અરજ ઉપરથી શનીવારને દીને તેના ધારાના હીમાયતીઓને તેની સલાહ લેવાને બની શકે તે માટે મેદાનની પોલીસ કોર્ટની ચોકીમાં લાવવાને મેજીસ્ત્રેટે હુકમ કીધો હતો. તે પ્રમાણે મી૦ તીલકને તા૦ ૨૭ને સનીવારે ઇન્સપેક્ટર સુલીવાનની દેખરેખ હેઠળ લાવવામાં આવ્યો હતો.

મી૦ ગાડગીલ બેરીસ્ટરે મેજીસ્ટ્રેટને અરજ કીધી હતી કે સતારાના વકીલ મી૦ કરંદીકર મી૦ તીલકને મળવા માગે છે. જે માટેની રજા આપવી.

મેજીસ્ત્રેટે કહ્યું કે મી૦ તીલકને તેના મીત્રાની મુલાકાત માટે ચોકીમાં લાવવાનો હુકમ કરવામાં આવ્યો નથી, પણ તેના ધારાના હીમાયતીઓને તેના બચાવ માટે તેની સલાહ લેવા માટે લાવવામાં આવ્યો છે, અને તમો જો તેના ધારાના હીમાયતી હોવો તો તમો મળી શકશો.

મી૦ ગાડગીલે કહ્યું કે હું તેમજ મી૦ કરંદીકર મી૦ તીલકના ધારાના હીમાયતીઓમાં સામેલ થયા છીયે, માટે હમને મળવા દેવાની રજા આપશો.

મેજીસ્ત્રેટે આ ઉપરથી તેમને રજા આપી હતી; એજ મુજબ મી૦ દીક્ષીત વકીલને પણ રજા આપવામાં આવી હતી.

મી૦ દીક્ષીતની અરજ ઉપરથી મી૦ ખરે, મી૦ બાપટ અને મી૦ ગાંધીને પણ મી૦ તીલકને મળવાની રજા આપવામાં આવી હતી.

સઘળાઓએ મી૦ તીલકની મુલાકાત લીધા બાદ તેને પાછો તુરંગમાં મોકલી આપવા મી૦ દીક્ષીતે મેજીસ્ત્રેટને જણાવ્યું હતું, જે ઉપરથી મેજીસ્ત્રેટે પોલીસને તે સંબંધી હુકમ કીધો હતો.

## મી૦ બાલ ગંગાધર તીલક સામે લેવાયલું બીજું વારંટ.

આજ દીને સાંજે ડીટેકટીવ સુપ્રીનટેનડંટ મી૦ સલોને સરકારી સોલીસીટર મી૦ બોવન સાથે મેદાનની પોલીસ કોર્ટમાં વડા મેજીસ્ટ્રેટ મી૦ એસટન હજુર હાજર થઈ મી૦ બાલ ગંગાધર તીલક સામે તેના કેસરી પત્રના તા૦ ૯ મી જુનના અંકમાં એક બીજી ફીતુરી બાબદ છાપી પ્રગટ કરવા માટે ફોજદારી કાયદાની ૧૨૪ એ૦ અને ૧૫૩ મી કલમ મુજબના આરોપ મેલી વારંટ મેળવયું હતું.

### વાંધાવાળું લખાણ.

વાંધાવાળાં લખાણનો શુરૂઆતનો ભાગ નીચે મુજબ છે:—

"આ અઠવાડીયેથી સરકારે વળી પાછી જાબતાની રાજનીતી શુરૂ કીધી છે. જાપતાનો શેતાન હીંદી સરકારના કીલમાં દર પાંચ કે દસ વરસે ભરાય છે. હાલનો પ્રસંગ પણ તેવાજ પ્રકારનો છે. જાહેર સભા સામે અટકાવ નાંખનારો કાયદો લોર્ડ મોરલી હીંદી પ્રધાન થયો તે પછી પસાર કરવામાં આવ્યો હતો તથા હમણા હીંદી વર્તમાન પત્રોને લગતો કાયદો પસાર થયો છે. લીબરલ ટોળી રાજ્યાસન ઉપર છે તથા મી૦ મોરલી જેવો એક ફીલસુફ તથા લીબરલ પક્ષના નીયમોનો હીમાયતી કારોબારની લગામ ધરાવે છે ત્યારે જાપતાની રાજનીતીના હીમાયતીઓ બંધ બધ જોવામાં આવે તે ઉપરથી અમારાં વાંચનારાઓ બરાબર ખ્યાલ કરી શકશે કે અમલ ચલાવનારાઓ પોતાની રાજનીતી પોતેજ કેવી ઊલટાવી નાંખે છે. જાપતાની રાજનીતીનો શું અર્થ થાય છે? જાપતાનો અર્થ બનીબ્યની વંધ્ર અટકાવવાનોજ નહી પણ આગળ થયલી ખીલવણી પણ તોડી નાખવાનો થાય છે. જે સબબોએ હીંદી પ્રજાને જનમ આપ્યો છે, જેણે પ્રજાની ખીલવણી કીધી છે તથા પ્રજાના ઉદય માટેનો પ્રજાકીય આતશ સળગાવ્યો છે તેની ભવીશની ખીલવણી અટકાવવાનો તથા તેના પગ ખેંચી તોડી પાડી એ કારણોને પછાત હટાડવાના કામને પાછળ હઠાવનારી અથવા જાબતાની રાજનીતીની ઉપમા આપી શકાશે. બાશા તથા છાપાની ખીલવણી પ્રજાને જન્મ આપે છે તથા તેને પુખ્ત કરે છે. આવા મામલાથી હીંદમાં એક પ્રજા ઉભી થતી હતી એવું જોઇ અમલદાર વરગ ઘણા દીલગીર થયા એ બંનેનો નાશ કરવાની ખાહેશ રાખતો હતો અને પોતાની આ મજબુત ખાહેશ અમલમાં મુકવાની તક તેણે બંગાળમાં ગોળો ફેંકવાના બનેલા બનાવથી હાથ ધરી છે. હવે સવાલ એ ઉભો થાય છે કે આ જાપતાના કાયદાથી અમલદાર વરગ જે ઈરાદો રાખે છે તે પાર પડશે કે કેમ? અમલદાર વરગની પેહેલી ખાહેશ એ છે કે હીંદમાં ગોળા ફેંકવાના બનાવ બનતા બંધ પાડવા એવા ગોળા ઉપર કોઈનાં મગજની વલણ નહી રહે તેવું કરવું સતાવાળાઓ એવી ખાહેશ ધરાવે તે કુદરતી છે અને વખાણવા જોગ પણ છે, પણ જેમ એક જણને ઉતર તરફ જવાનું હોવા છતાં તે દક્ષીણ તરફ રસ્તે લે છે તથા પૂર્વ તરફ જવાનું છે તો પશ્ચીમ તરફ જાય છે તેમ સતાવાળાઓએ પોતાનો ઈરાદો પાર પાડવાં માટે માર્ગથી તદન ઉલટોજ રસતો લીધો છે આ જેને આપણે મગજ શકતી ખોટીજ બાબત ઊપર દોરવાઈ જેવા જેવું ગણીયે છીએ તે છે. મગજ ખોટે રસ્તે આવી રીતે દોરવાય છે તે ભવીષના નાશનો આપણને ઈશારો કરે છે. સરકારે જાપતાની રાજનીતી અખત્યાર કીધી છે તે ઉપરથી અમને બહુ ખેદ સાથે વીચાર આવે છે કે રૈયત તેમજ સતાવાળાઓને હવેથી વધારે ખેદકારક દીવસો જોવા સરકારની સમજ શકતી કેવી મુંઝાઇ ભરેલી ગઈ છે તે જુવો. સતાવાળાઓએ ખોટી ફેલાવી છે કે બંગાળીઓ તરફથી ફેંકવામાં આ ગોળા મંડળનાં બંધારણનો નાશ કરનારા છે. ળના બાંધનારનો નાશ કરવા માટે યુરોપમાં વપ તથા બંગાળના ગોળા વચ્ચે આસમાન જમીનને રક છે. બંગાળામાં ગોળા ફેંકવાનું મુળ, દેશ ની અતી જાનફેશાનીનું છે, જ્યારે યુરોપમાં ફેંકવાનું મુળ આપસ્વારથી લક્ષપતીઓ સામેના કારનું છે. બંગાળીઓ કાંઈ "એનારકીસ્ટો." પણ તેઓ એનારકીસ્ટોનાં હથીયારોનો ઊપયો છે એટલુંજ છે. જે એનારકીસ્ટે ફ્રાન્સના રા ને તે રાજ કરતા હતો તેજ સબબે પેરીસમાં નાંખ્યો હતો તે એક કીસમનો શખસ છે, પોરટુગાલનો મગજનો ફેરાવત દેશહીતકારી શ જેણે પોરટુગાલના રાજા ઉપર એવા સબબે ફેંકયો કે તેણે રાજ સભા બંધ કીધી તે જુદીજ કીસમનો માણસ છે. જે એના અમેરીકામાં એક લક્ષાપતીનું તે ફકત લક્ષાપ ના માટેજ ખુન કરે છે તે એક કીસમનો માણ જ્યારે જીવ ઉપર આવેલો રશીયન દેશ હ શખસ, જે એટલા માટે નીરાશ થઈ ગો

છે કે રશીયન શેહનશાહના અમલદારો રશીયન રાજસભાને હકો બખશતા નથી તે બુદ્ધીજ કીસમનો માણુસ છે. કોઇએ પણ આ વાત ભુલી જવી જોઈતી નથી કે બંગાલામાં ગોળા ફેંકવાના બનાવ પેહલા વર્ગમાં નહી પણ બીજા વરગમાં આવે છે. પોરટુગાલના ફેંકવામાં આવેલા ગોળા એ પોરટુગાલના રાજકારોબારની રૂઢીમાં ફેરફાર આણ્યો હતો તથા તે પછી રાજગાદી ઉપર આવેલા છોકરાનાં પ્રધાનમંડળને જાપતાની આગલી રાજનીતી છોડી દેવી પડી હતી. રશીયાના સરવેથી બલવંત શેહેનશાહને પણ ગોળા આગળ નમી જવાની ફરજ પડી હતી તથા રાજસભાભાંગી નાખવાની કોશેશ કરવાનું છોડી દઈ આખરે તે સ્થાપન કરવાની ફરજ પડી હતી. ગોળા ફેંકાવાનું પોરટુગાલમાં બંધ પડયું અથવા તો રશીયામાં ગોળા ફેંકવાના બનાવો વધવા નહી પામ્યા તેનું માન કોઈ પણ શખસ જાબતાની રાજનીતીને આપશે નહી. લોકોમાં નવી ખાહેશો તથા લોભો ઉભા થયા છે તથા તે દરરોજ જોર પકડતા જાય છે દારૂગોળા ફેંકાવાના બનાવોના સબબો ઉપર જણાવેલા રાજદ્વારીઓએ એજ ગણ્યા હતા તથા તેઓએ રાજકારોબાની રૂઢીમાં એવો ફેરફાર કીધો હતો કે જેથી લોકોની ખાહેશ તથા લોભો કાંઈ નહી તો થોડા પણ પાર પડે અને તેઓ એકદમ ઉશકેરાઈ જઈ મારફાડના એલાજો નહી લે.

સરકારની જાબતાની હાલની રાજનીતી બે કીસમની છે, પ્રથમ તો ગોળા બનાવવાનુંજ અશકય કરી નાંખવાનું છે તથા બીજુ એ કે એવા ઈલાજો લેવામાં આવનાર છે કેજેથી લોકો દારૂગોળો બનાવવા કે ફેંકવા તરફ વલણ બતાવે નહી. જેમ પોપટને પેહેલાં પિંજરામાં મુકી તેનું બારણું બંધ કરવામાં આવે છે તેમ સરકારે પ્રથમ કામ એ કીધુ કે લોકોના હાથમાંથી હથયાર છીનવી લીધા. પીંજરામાંનો પોપટ પીંજરામાં રહેવામાંજ મોજ માને તે માટે જે લોકો જાનવરોના શોખીન હોય છે તેવો તેને પીંજરાંમાં મીઠા ફળો, ચણા તથા પાણી પુરૂં પાડવાની સંભાલ લે છે. પણ હીંદી સરકારે પીંજરાનુ. બારણુંજ બંધ કીધું નથી પણ પોપટ પીંજરાંમાંથી બાહેર જવા નહી પામે માટે તેની પાંખો તોડવાનુ પણ શુરૂ કીધું છે."

---

સોમવાર. તા૦ ૨૯ મી જુન સને ૧૯૦૮.

## મી૦ એસ્ટનની કોર્ટ આગળનો દેખાવ. ત્રણ હજાર માણસોની ગીરદી.

## લોકોના બુમબરાડા—ઉશ્કેરણી ભર્યો દેખાવ.

## હથીયારબંધ અને ઘોડેસ્વાર પોલીસનો દેખાવ.

## શેશન્સમાં નોંધાયલો મુકરદમો.

આજદીને મુકરદમો ફરીથી મેદાનની પોલીસ કોર્ટમાં વડા મેજીસ્ટ્રેટ મી૦ એ. એચ. એસ. એસ્ટન હજુર નીકળ્યો હતો.

મી૦ તીલકના પકડાવાથી દક્ષણી મરાઠા, કેટલાક ગુજરાતી હીંદુ અને પુનાના ઘાટીઓમાં ઉશ્કેરણીની લાગણી ફેલાઇ હતી. આજે મુકરદમો ચાલનાર હોવાથી મેદાનની પોલીસ કોર્ટ આગળ સવારથી લોક એકઠું થવા લાગ્યું હતું. મુકરદમો બપોર પછી સાડા ત્રણ વાગે ચાલનાર હતો પણ લોક અગ્યાર વાગ્યાથી ત્યાં આવી એકઠું મળ્યું અને જેમ જેમ વખત થતો ગયો, તેમ તેમ લોકોની ભરતીમાં વધારો થતો ગયો હતો. બપોરના એક વાગામાં કોર્ટની બહારની પગથીઓ ભરાઇ ગઈ હતી. પોલીસ તરફથી કોર્ટની અંદર કામદારો સીવાય બીજા કોઇને દાખલ કરવા દેવામાં આવ્યા ન હતા. જેથી મુકરદમો જોવા આવનારાઓએ નીરાશ થઈ બહાર ઊભા રહેવામાં મોજ માની લીધી હતી. પગથીઓ ભરાઈ જવાથી લોક સામેનાં મેદાનમાં જઇ એકઠું થવા લાગ્યું, જ્યાં નાનાં નાનાં ટોળાંમાં લોકો શીવાજી સંબંધી ભાષણો આપવા લાગ્યા જે સાંભળી તેઓ તાળીઓના અવાજો અને અને શીવાજી માહારાજની જય પોકારવા લાગ્યા.

મુકરદમો ચાલવાનો વખત થવા આવતાં લોકોની સંખ્યામાં મોટો વધારો થયો, અને

તેઓ મી૦ તીલકને તુરંગમાંથી ગાડીમાં લાવવામાં આવનાર છે, એવી ખબર થવાથી જેઓ ગાડી સામેથી આવે તેની તરફ જઇ ખુશાલીના પોકારો કરવાની ધારણા ધરાવતા જણાતા હતા. મ્યુનીસીપલ આફીસ તરફથી કોઇબી ગાડી આવતી દેખાતી તો એકઠું મળેલું લોક તે તરફ દોડી ધસારો કરતું, જેથી તે તરફનો રસ્તો ભરાઇ જતો, અને બીજા રાહદારી તથા ગાડીઓની આવજાને કેટલીક રીતની અગવડ ભોગવવી પડતી હતી.

એકઠું મળેલું લોક ઊસકેરાયલી લાગણી ધરાવતું જોવામાં આવતું. તેઓ કોર્ટના દરવાજા આગળ ઉભા રહી શીવાજી મહારાજની જયના પોકારો મોટે અવાજેથી કરવા લાગ્યા, તે સાથે સીસોટી વગાડી, તાળબડા ફોડી કેટલોક વખત સુધી તેમ કરવું ચાલુ રાખ્યું, જેથી જો કોરટ તે વખતે ચાલતી હતે તો તેનાં કામમાં હરકત થતે. જેમ જેમ લોકોની સંખ્યા વધતી ગઈ, તેમ તેમ ઉભેલા લોકોનાં જોરમાં વધારો થતો ગયો હતો.

મેજીસ્ટ્રેટ મી૦ એસટન બપોરના ત્રણ વાગે પોતાની ગાડીમાં કોર્ટમાં આવી પુગતાં લોકો તરફથી મોટા અવાજે કરી બુમો પાડવામાં આવી હતી. પોલીસની મદદથી તેમને તેની ચેમ્બરમાં લઈ જવામાં આવ્યો હતો. શીવાજી મહારાજકી, તીલક મહારાજકી જયના પોકારો લાંબો વખત સુધી ચાલુ રહ્યા હતા

એકઠું મળેલું લોક જ્યારે ઘણીજ બુમ બરાડા પાડવા લાગ્યું, અને ઇનસાફનાં કામમાં હરકત કરવા જેવી વલણ ધારણ કરેલી જણાવા લાગી, ત્યારે હથીયારબંધ પોલીસ ને ઘોડેસ્વાર પોલીસને બોલાવામાં આવી, જેણે આવતાં આ એકઠી મળેલી મોટી ગરદીને ત્યાંથી ખસેડી કહાડી. લોક આવી રીતે આવેલી પોલીસને જોઇ નાસવા લાગ્યું, અને બાકી જેઓ ઉભા રહ્યા હતા, તેમને વીખેરી કહાડવામાં આવ્યા જેથી તેઓ મેદાનમાં જઇ ઉભા, ત્યાંથી થોડે થોડે વખતે બુમો પાડવાની ચાલુ રાખવામાં આવી હતી.

બપોરના એક બંગાળી જેવો જુવાન માણસ; જેણે માથે પીળો દુપટો બાંધેલો હતો, તે લોકોનાં ટોળાં આગળ ભાષણ આપવા લાગ્યો, જે વેળા એક જણ તેને છત્રી ઓઢાડી ઊભો, અને પાછળ બે ત્રણ જણા ઉભા રહી તેને પંખો કરવા લાગ્યા હતા. (આ માણસને ફીતુરી ભાષણ કરવા માટે પકડી મી૦ એસટન હજુર ઉભો કરતાં તેને છ મહીનાની સજા થઇ હતી. એ બંગાળી નહીં પણ ઉમરેઠનો મણીલાલ પ્રાણજીવનદાસ યાને કંચનકુમાર કરી હતો.)

ઘોડેસ્વાર પોલીસ અને હથીયારબંધ પોલીસ આવ્યાથી લોકોનું ટોળું જો કે વીખરાઇ ગયું હતું, પણ તે ત્યાંથી નીકળી ગયું નહીં. તે જઇને મેદાનમાં જમાં થઇ ઊભું. અને બંદેમાતરમ, શીવાજીની જયના અવારનવાર પોકારો કરવા લાગ્યું હતું, ટોળામાંથી અવારનવાર લોક આમ તેમ દોડવા લાગ્યું, જેમને પોલીસ અટકાવતી હતી. કોઇ કોઇ વેળા તેઓ પોલીસની સામે થતું અને હુમલો કરવા જેવી વલણ દેખાડતું હતું પોલીસ ઉપર હુમલોબી કરવામાં આવ્યો હતો, જેથી નવ જણાઓને પકડવામાં આવ્યા હતા,

એ હુમલામાં પથરા ફેંકવામાં આવ્યા હતા. જેથી ઇનસપેકટર કોકસન, સબ ઇનસપેકટરો જીરીડ અને ટેલરને કેટલીક ઇજા થઇ હતી.

સાંજે મુકરદમો પુરો થતાં વરસાદ જોરમાં પડવો શરૂ થયો, તેટલું છતાં લોકોના ટોળામાં ઘટાડો થયો નહીં, તેઓ મી૦ તીલકને પાછો તુરંગમાં લઇ જતાં જોવાને આતુરતાથી ઉભા રહી બુમો પાડવાની ચાલુ રાખી હતી. લોકોનું ટોળું છુટા ભાગોમાં વહેંચાઇને મ્યુનીસીપાલ આફીસથી પોલીસ કોર્ટની વચ્ચે ઊભેલું હતું. સાંજે પોલીસે લોકોના હાથમાંથી બાંબુની લાકડીઓ છીનવી લીધી, જેના બે મોટા ભારા થયા હતા.

## ધારાના હીમાયતીઓ.

મુકરદમો ચલાવવાને સરકાર તરફથી મી૦ બીનીંગ બેરીસ્ટર, સરકારી સોલીસીટર મી૦ બોવન

અને ડીટેક્ટીવ સુપ્રીનટેનડંટ મી૦ સ્લોન અને મી૦ તીલક તરફથી મી૦ જહાંગીરદીનશાહ દાવર મી૦ ગાડગીલ અને મી૦ ઇંદરજીત બેરીસ્ટરો અને મી૦ બોડસ, મી૦ કરંડીકર અને મી૦ ખાપરડે વકીલો હાજર થયા હતા.

**રીપોરટરો સંબંધી મી૦ દાવરની ફરીયાદ**

મી૦ દાવરે પ્રથમમાં કહયું કે, હું તમારૂં ધ્યાન વરતમાનપત્રોના રીપોર્ટ તરફ ખેંચી રીપોરટરો કોઇબી રીતના ટીકા નહીં કરે તે ઉપર ખેંચું છું. તેઓએ મુકદમાનો રીપોર્ટ લેતાં કેટલીક રીતના ટીકા કરેલા ટાઇમસ ઓફ ઇંડયા બોમબે ગેઝટ અને એડવોકેટ ઓફ ઇંડયા વગેરે પત્રોમાં જોઉં છું. હું તમોને અરજ કરૂં છું કે રીપોરટરોને કહેવું કે તેઓએ ખરો રીપોર્ટ લેવા સીવાય બીજા કોઇબી રીતના ટીકા મુકરદમો ચાલતો હોય તે દરમયાન કરે નહી.

મી૦ બીનીગે કહયું કે રીપોરટરો એ ધ્યાનમાં રાખશે અને હવે આપણે મુકરદમો ચલાવીએ.

**બે મુકરદમાની જુદી તપાસ.**

મી૦ બીનીગે જણાવ્યું કે તોહમતદાર સામે બે જુદાં ફરીયાદનામાં બે જુદી બાબતો સંબંધી નોંધાવવામાં આવ્યાં છે, માટે તે બેઉ મુકરદમા સાથે ચલાવવા કે જુદા. હું તે બેઉ મુકરદમાની જુદી તપાસ કરવા જણાવું છું.

મી૦ દાવરે જુદી તપાસ ચલાવવા સામે વાંધા નહીં લેતાં મેજીસ્ટ્રેટે જુદી તપાસ કરવાનું ઠરાવ્યું હતું.

**મી૦ તીલકે કરેલાં ડેકલેરેશન.**

મી૦ બીનીગે કહ્યું કે તહોમતદાર મી૦ તીલકે તા૦ ૧ લી જુલાઈ સને ૧૯૦૭ ને દીને કેસરી પત્રના પ્રીંટર અને પબ્લીશર તરીકે નોંધાવેલાં ડેકલેરેશન હું રજુ કરૂં છું.

**મી૦ જોશીની જુબાની.**

સરકારના ઓરીયન્ટલ ટ્રાન્સલેટરના વડા કાર્ક મી૦ ભાશકર વીશ્નું જોશીએ મી૦ બીનીગની તપાસમાં જણાવ્યું કે, હું દસ વરસ[illegible] એ હોદ્દા ઉપર છું. કેશરી પત્રના તા૦ ૧૨ મી મેના અંકમાં ચોથા ને પાંચમાં પાના ઉપર જે બાબદ પ્રગટ થયલી છે, તેનો અંગ્રેજીમાં તરજુમો મેં કરેલો છે, જે હું રજુ કરૂં છું.

**મુકરદમાની સેશન્સમાં થનારી તપાસ.**

મેજીસ્ટ્રેટના પુછવાથી મી૦ દાવરે જણાવ્યું કે તમો મુકરદમો સેશન્સમાં તપાસ માટે નોંધનાર હોવાથી હું સાક્ષીની ઉલટપાલટ તપાસ મુલતવી રાખું છું.

મેજીસ્ટ્રેટ (મી૦ બીનીંગને)–તમો એ વીશે શું કહો છો ?

મી૦ બીનીંગ–મી૦ તીલક જાહેર લોકોમાં જે રીતનો મોભો અને લાગવગ ધરાવે છે તે તરફ જોતાં આ મુકરદમો સેશન્સમાં મોકલવો જોઇએ છે, અને તમો આગળ એવાજ બીજા જે મુકરદમા ચાલે છે, તે ઉપર કોઈ રીતની અસર થવા નહીં પામે તેથી મુકરદમો સેશન્સમાં તપાસ માટે મોકલવામાં આવે તેમાં વાંધો લેવા જોગ નથી.

મેજીસ્ટ્રેટે કહ્યું કે હું મુકરદમો તપાસને માટે સેશન્સમાં મોકલીશ.

આ પછી મી૦ બીનીગે તહોમતદાર મી૦ તીલકે પ્રગટ કરેલી બાબદ જે માટે ફર્યાદ ઉઠાવવામાં આવી છે, તેનો તરજુમો વાંચી સંભળાવ્યો, જે હમો આગળ પ્રગટ કરી ગયા છીએ.

**કેસરી પત્રના એજંટની જુબાની.**

મી૦ બીનીંગની તપાસમાં નારાયણ જગન્નાથ દાતાએ જણાવ્યું કે હું કાંદાવાડીમાં રહું છે. હું કસ્ટમ્સમાં રીપોર્ટર જનરલની આફીસમાં કલારક છું. અને તે ઉપરાંત કેસરી ને મરાઠા પત્રોનો એજંટ છું. અને મુંબઇમાં તે પત્રોની નીકલો હું ઘરાકોને પુગાડું છું. તેની નકલો ૧૨૬૦ છે અને તે માટે મને મહીને ત્રીસ રૂપીઆ મળે છે. હું કેસરી પત્ર વાંચું છું. તા૦ ૧૨ મી મેનું પત્ર મેં ઘરાકોમાં વેહેંચ્યું હતું. ઘરાકોનું લવાજમ વરસ દહાડે મુંબઇમાં પોણા બે રૂપીયા છે, અને છુટક નકલ ત્રણ દોહોડીયે વેચવામાં આવે છે.

## પોલીસ ઈન્સપેક્ટર મી૦ સલીવાનની જુબાની.

મી૦ બીનીંગની તપાસમાં ઇન્સેપેકટર સલીવાને જણાવ્યું કે, આ મુકરદમાને લગતું જડતીનું વારંટ લઈ હું પુને ગયો હતો, અને તે ત્યાં મારી હજુર પુના પોલીસના સુપ્રીનટેનડંટ ડેવીસે બજાવ્યું હતું. તે વારંટથી પંચનામું કરી તહોમતદારનાં ઘરની અને છાપખાનાની જડતી લેવામાં આવી હતી.

મી૦ બીનીંગે કહ્યું કે પંચનામા વીશે હું સેશન્સમાં જણાવીશ,

મી૦ દાવરે વાંધો લેતાં કહ્યું કે જો પંચનામું તેઓ અત્રે રજુ કરતાં હોય તો તે વીશેની નોંધ લેવી, નહીં તો તે રજુ કરવું નહીં. એ પંચનામું મરાઠીમાં છે, અને મી૦ સુલીવાન તે જાણતો નથી.

મી૦ બીનીંગે આ પછી એક પોસ્ટ કાર્ડ રજુ કરી જણાવ્યું કે ઝડતીમાં તે મળી આવ્યું હતું.

મી૦ દાવરે કહ્યું કે, ઘરમાંથી જે કાંઈ મળી આવે તે રજુ કરી શકાય નહીં, તે કયાંથી મળ્યું, તે કોણે લખ્યું તે હમો જાણતા નથી.

મી૦ બીનીંગે કહ્યું કે, એ ઉપર જે કાંઇ લખાણ છે, તે મુકરદમાને લાગુ પડતું છે. વળી તે કાર્ડ તહોમતદારના ઘરમાં તેની લખવાની ટેબલના ખાનામાંથી મળી આવ્યું હતું.

મેજીસ્ત્રેટે તે દાખલ કરવા કહ્યું હતું.

મી૦ દાવર–તે દાખલ કરવામાં તમો નામદાર તમારા કારણ નોંધશો.

મેજીસ્ટ્રેટ (મી૦ તીલકને) અત્રે જે જુબાની પડી છે તે સંબંધી તમો કાંઇ ખુલાસો કરવા માંગો છો ?

મી૦ તીલક–હું મારો ખુલાસો સેશન્સ કોર્ટ માટે મુલતવી રાખું છું.

મેજીસ્ટ્રેટે કહ્યું કે તહોમતદારને ફોજદારી કાયદાની ૧૨૪ એ. અને ૧૫૩મી કલમ મુજબ હું હાઇ કોર્ટની સેશન્સમાં નોંધું છું.

## મી૦ તીલક સામેના બીજા આરોપની તપાસ.

મી૦ તીલક સામે તેના કેસરી પત્રના તા૦ ૯ મી જુનનાં અંકમાં પ્રગટ થયલી બાબદ સંબંધી જે વારંટ ગયા શનીવારને દીને લેવામાં આવ્યું હતું, તે સંબંધી મુકરદમાની તપાસ આ પછી ચલાવવામાં આવી હતી.

મી૦ બીનીંગ કહયું કે એ આરોપ સંબંધી ફોજદારી કામ ચલાવવાની સરકાર તરફની પરવાનગી તહોમતદારે નોંધાવેલાં ડેકલેરેશન જે આગલા મુકરદમામાં રજુ કરવામાં આવ્યાં છે. તે હું પાછા આ મુકરદમામાં રજુ કરવા માગું છું.

આ પછી ઓરીયનટલ ત્રાન્સલેટર ખાતાંના વડા કલારક મી૦ ભાશકર વીશણું જોશીની જુબાની લેવામાં આવી, તેણે જણાવ્યું હતું કે તા૦ ૯મી જુનના કેસરી પત્રમાં આવેલી બાબદનો તરજુમો મેં કરેલો છે.

મી૦ બીનીગે તે વાંચી સંભળાવી, જે હમોએ આગલ પ્રગટ કરેલી છે.

નારાયણ જગનનાથ દાતેની એ પછી જુબાની લેવામાં આવી, જે આગલા મુકરદમામાં આપેલીને મળતી, હતી વધુ એ જણાવ્યું હતું કે તા૦ ૯મી જુનના અંકની મને ત્રણ હજાર નકલો મળી હતી,

તોહમતદારે પોતાનો ખુલાસો સેશન્સમાં કરવા જણાવ્યો હતો.

મેજીસ્ત્રેટે આ મુકરદમામાં પણ ઉપલી કલમ પ્રમાણે તોહમતદારને હાઇ કોર્ટમાં નોંધ્યો હતો.

મી૦ દાવરે કહ્યું કે તોહમતદારને હવે સેશન્સમાં નોંધવામાં આવ્યો છે, માટે તેને જામીન ઉપર છોડવા સારૂં સઘળી રીતની ગોઠવણ કરવા માટે તેના વકીલો મી૦ બોડશ, મી૦ કરંડીકર અને મી૦ ખાપરડેને મળવાની રજા આપવી. જે મેજીસ્ત્રેટે બાહાલ રાખી હતી.



બુધવાર તા૦ ૧ લી જુલાઈ સને ૧૯૦૮

# મી૦ બાળગંગાધર તીલકને જામીન ઉપર છોડવા હાઇકોર્ટમાં થયેલી અરજ.



ચાલુ સાલની ત્રીજી ફોજદારી સેશન્સની એક બેઠક આજે હાઇ કોર્ટમાં નામદાર જડજ મી૦દીનશાહ દાવરના પ્રમુખપણા હેઠળ મળી હતી.

કોર્ટ બેસતા મી૦ બાળગંગાધર તીલક તરફથી મેશર્સ રાધવાયા, ભીમજી અને નગીનદાસ સોલીસીટરોની ફરમાસથી મી૦ મહમદઅલી ઝીણા બેરીસ્ટર હાજર થયા હતા અને મી૦ તીલકને જામીન ઉપર છોડવા અરજ કરી હતી મી૦ ઝીણાએ જણાવ્યું કે પબ્લીક પ્રોસીક્યુટરને નોટીસના ૪૮ કલાકની મુદતનો હક છોડી અમે અરજ કરી હતી પણ તેમણે તેમ કરવાની સાફ ના પાડી છે. નોટીસની મુદત આજ સાંજના સાડાપાંચ વાગે ખલાસ થશે અને કાંઇ વચમાં પડચણ નડે નહીં તે માટે સાંજે આ અરજ વા હું અરજ કરવા આવ્યો છું.

નામદાર જડજ–હું તેમ કરવા માંગતો નથી ખા દહાડાના કામ પછી લાંબી દલીલ હું ળવા ખુશી નથી.

મી૦ ઝીણાએ જણાવ્યું કે હું સાડા પાંચ ાગમજ અરજ કરવા તૈયાર છું. પણ પબલી પ્રોસીક્યુટર નોટીશનો પોતાનો હક જતો મેલે ા તેમ બની શકે.

મી૦ જસટીસ દાવર–જો તમે હમણા રજ કરવા માગતા હો તો હું તે સાંભળું.

મી૦ ઝીણાએ જણાવ્યું કે મેં કાગળો વાંચી જોયાં નથી તેથી પાછલા પોહોરના હું અરજ કરવા માગુ છું.

નામદાર જજે જણાવ્યું કે જો બંને બાજુ સમજુતી કરીને આવે તો હું ખુનનો મુકરદમો પુરો થવા પછી અરજી સાંભળવા તૈયાર છું.

મી૦ બીનીંગે જણાવ્યું કે મારા સાથ એડવોકેટ જનરલ અને મી૦ ઇનવેરારીટી છે. મી૦ ઇનવેરારીટીથી તે વખતે આવવાનું બનશે કે નહી તે હું કહી શકતો નથી.

નામદાર જજે જણાવ્યું કે જો તાજ નોટીસની મુદત પુરી કરવા માગતી હોય તો વળતે દીને હાલની અરજ કરવી એમ નહી તો જો બંને પક્ષ સમજુતી કરીને આવે તો ખુનના મુકરદમા પછી હું તે અરજ લઇશ.

મી૦ ઝીણાએ જણાવ્યું કે નોટીસનો પુરો હક તાજ લેવા માગતી હોય તો નામદાર કોર્ટે સાડાપાંચ વાગે મારી અરજ સાંભળવી.

નામદાર જજ–મારી તબીયત ઠીક નથી અને તેથી સાડાપાંચ વાગ્યા પછી લાંબી તકરાર સાંભળવા માંગતો નથી. ખુનના મુકરદમા પછી અરજ થશે તો હું તે સાંભળીશ.

મી૦ બીનીંગે જણાવ્યું કે ખુનના મુકરદમામાં હું બચાવ તરફથી છુ અને આખો વખત કોરટમાંજ રહીશ પણ આ અગતની અરજ છે અને મી૦ ઇનવેરારીટીને હાજર થવાની જરૂર છે.

છેવટે એવું ઠરાવવામાં આવ્યું હતું કે, ખુનનો મુકરદમો પુરો થવા પછી વખત હોય તો અરજ કરવી.

મી૦ ઝીણાએ જણાવ્યું કે મી૦ તીલક જેલમાં છે અને તેથી તેમને કોરટમાં હાજર રાખવાની જરૂર છે, કારણ કે બોંડ ઉપર તેમને સહી કરવાની જરૂર છે.

નામદાર જજ–તે તમે એમ ધારો છો કે તેમને જામીન ઉપર છોડવામાં આવ્યા.

મી૦ ઝીણા–હા તેમ ધારવા જેવું છે મારૂં કહેવું એવું છે કે, અરજ બહાલ રહે તો તેમને તે વખતે જામીન ઉપર છોડવા.

નામદાર જજે જણાવ્યું કે અરજ વખતે મી૦ તીલકને કોરટમાં હાજર રાખવાની જરૂર નથી પણ અરજ બહાલ રહેશે તો તેમને જેલમાંથી બોલાવી બોંડ ઉપર સહી લઇ છોડવામાં આવશે.



## મી૦ તીલકને જામીન ઉપર છોડવાની રદ ગયલી અરજ.



નામદાર જડજ મી૦ દાવર હજુર સેશન્સનું કામ શરૂ થતાં મી૦ બાળ ગંગાધર તીલક તરફથી મેશરસ રાથવાયા, ભીમજી અને નગીનદાસ સોલીસીટરોની ફરમાસથી મી૦ મહમદઅલી ઝીણા બેરીસ્ટરે હાજર થઈ મી૦ તીલકને જામીન ઉપર છોડવા અરજ કરી હતી. મી૦ ઝીણાએ પોતાની અરજના ટેકામાં જણાવ્યું કે આ મુકરદમામાં આરોપી સામે રાજદ્રોહી લખાણ કરવા માટે ૧૨૪ એ૦ ૧૫૩ એ૦ કલમ પ્રમાણે બે જુદા જુદા આરોપો મેલવામાં આવ્યા હતા અને તે માટે વડા મેજીસ્ત્રેટે તેને સેશન્સમાં નોંધ્યો હતો. મી૦ ઝીણાએ પોતાની અરજના ટેકામાં આ મુકરદમાના આરોપીના એક વકીલ મી૦ મહાદેવ રાજારામ બોડસનું સોગંદ નામું વાંચી સંભળાવ્યું હતું જેમાં જણાવવમાં આવ્યું હતું કે મી૦ સ્લેનની ફરિયાદ ઉપરથી આરોપીને સરદાર ગ્રહમાંથી ગઇ તા૦ ૨૪ મીને દીને સાંજના ૭ કલાકે પકડવામાં આવ્યો હતો. અને વળતે દીને તેને મેજીસ્ત્રેટ મી૦ એસટન સનમુખ ઉભો કરી તેના ઉપર ૧૨૪ એ૦ અને ૧૫૩ એ૦ કલમ મુજબનો આરોપ મેલ્યો હતો અને મેજીસ્ત્રેટે મુકરદમાની વધુ તપાસ મુલતવી રાખી આરોપીને જેલમાં મોકલવાનો હુકમ કર્યો હતો અને તેને જામીન ઉપર છોડવા નાપાડી હતી. તા૦ ૨૯ મી જુનને દીને વડા મેજીસ્ત્રેટે પુરાવો લીધા પછી આરોપીને ચાલુ સેશનસમાં કમીટ કર્યો હતો ગઇ તા૦ ૨૪ મીથી મજકુર આરોપી જેલમાં છે અને તેનો બચાવ કરવા તેને જામીન ઉપર છોડવાનાં કારણો નીચે મુજબ છેઃ–(૧) આરોપી પાસે સારો બચાવ છે અને જો તેને જામીન ઉપર છોડવામાં આવશે નહી તો તે પોતાનો બચાવ સારી રીતે કરવાને શક્તીવાન થશે નહી (૨) આરોપીને પકડવામાં આવ્યો તેની લાંબો વખત આગમજનો તે મીઠી પીશાબના રોગથી પીડાય છે, (૩) તકરારી આરટીકલો ઘણી લંબાણ છે અને તેના તરજુમા જે રજુ કરવામાં આવ્યા છે તે ખોટા અને ભુલાવો ખવાડે એવા છે અને જો તુરંગમાંથી તેને છોડવામાં આવે તો તે પોતાના ધારાના હીમાયતીને તેનો ખરો તરજુમો શું થાયછે અને તેનો ભાવાર્થ કેવો ઉપજે છે તે સમજાવવાને શકતીવાન થશે. (૪) આરોપી યુનીવરસીટીનો બી. એ. એલ. એલ. બી. છે, ડકન કોલેજનો પ્રોફેસર હતો, નામદાર ગવરનરની ધારા બાંધનારી કાઉનસીલનો આગળ એક સભાસદ હતો અને તે દખણમાં મોટો મોભો ધરાવે છે; (૫) જે કલમો મુજબ આરોપી સામો આરોપો મેલવામાં આવ્યા છે તેની તપાસ જુરીની મદદ સાથ ચાલશે પણ તે સવાલનો જ્યાં સુધી ફડચો થાય ત્યાં સુધી તેને જામીન ઉપર છોડવાની જરૂર છે. આ સોગંદનામા સરકાર તરફથી નોંધવામાં આવ્યાં હતાં તે મી૦ ઝીણા વાંચવા જતા હતા.

નામદાર જડજે તેમને તેમ કરતાં અટકાવી જણાવ્યું કે આ મુકદમામાં જે સઘળા સોગંદ નામાં નોંધાયલાં છે તે સઘળાં મેં ધ્યાનથી વાંચ્યાં છે, સરકાર તરફના સોગંદનાના જવાબમાં મી૦ બોડસે જે સોગંદનામું નોંધાવ્યું છે તેમાં તેવણ મી૦ બોવન અને મી૦ સ્લેનના ચોકસ સ્ટેટમેંટો સામે વાંધો લે છે. મારા ધીચાર પ્રમાણે જુરી સનમુખ જે "સ્ટેટમેંટો" નથી તે પ્રગટ થવાં ન જોઇએ જાણે તે સ્ટેટમેંટો કરવામાં આવ્યાં નહીં હો તેમ ગણી તેમજ તે સામે સરકાર વાંધો લેત નથી એમ લખી તમારી લેખી અરજ એક તરફી સાંભળીશ.

મી૦ ઝીણા–તે સ્ટેટમેંટો વીશે હું બોલવા માગતો હતો અને તે બાબતમાં નામદાર કોર્ટના વીચાર સાથ હું મળતો થાઉં છું.

મી૦ ઝીણાએ આગળ વધતાં જણાવ્યું કે આરોપીને ૪૯૮મી કલમ મુજબ જામીન ઉપર

છોડવો એટલુંજ હું માગું છું. જામીનની બાબત તમો નામદાર સન્મુખ આવી ગઈ છે. કાળ પત્રના અધીપતીને જામીન ઉપર છોડવા માટે અરજ કરવામાં આવી હતી અને તે વખતે જામીન ઊપર છોડવો કે નહીં તે વિશેની સઘળી તકરારો રજુ થઇ હતી. આરોપીને જામીન ઊપર શા માટે છોડવામાં નહીં આવે તેનું કારણ સામી તરફથી બતાવવામાં આવ્યું નથી. જામીનના સવાલમા મુખ્ય સવાલ એટલોજ છે કે આરોપી તપાસ વખતે હાજર થશે કે નહીં અને તેને સજા કરવામાં આવે તો તે સજા ભોગવવા હાજર રહેશે કે નહી. આ બાબતમાં મી૦ જસ્ટીસ બદરૂદીન તૈયબજીના અગત્યનો ચુકાદો અપાયલો છે અને તે બાબતમાં લબાણુ તકરારો સાંભળીને નામદારે ઠરાવ્યું છે કે જામીન આપવાની બાબતમાં તપાસ દરમ્યાન આરોપી હાજર થશે કે નહી? કાયદો એવુ અનુમાન કરે છે કે એક આરોપી જ્યાં સુધી તેના ઉપર વાંક પુરવાર ન થાય ત્યાં સુધી તેને બીનતકસીરવાર ગણવો જોઇએ સરકાર તરફથી જે સોગદનામું કરવામાં આવ્યું છે તેમાં એવા કશોએ ઇશારો કરવામાં આવ્યો નથી કે આરોપી તપાસ વખતે કોરટમાં હાજર થશે નહી. આથી મી૦ તીલકને જામીન ઉપર છોડવાની હું અરજ કરું છું અને તે કોરટ માગે તેવા સધ્ધર જામીન આપવા તૈયાર છે.

અત્રે મી૦ બ્રાનસન, એડવોકેટ જનરલ ઉપલી અરજની સામે થવા ઉઠ્યા હતા. પણ નામદાર જડજે તેમને જણાવ્યું કે તેવણ તેમને તસ્દી આપવા માગતા નથી.

### કોર્ટનો ચુકાદો.

નામદાર જડજે ચુકાદો આપતાં જણાવ્યું કે મી૦ તીલક સામે ફોજદારી કાયદાની ૧૨૪ એ૦ અને ૧૫૩ એ૦ કલમ મુજબ રાજદ્રોહી લખાણુ કરવાના બે જુદા જુદા આરોપો મેલવામાં આવ્યા છે અને તે સંબંધમાં મી૦ તીલક તરફથી તેને જામીન ઉપર છોડવાની હાઇકોરટને અરજ કરવામાં આવનાર છે તેની મને ખબર કરવામાં આવી હતી. આ બાબત ઉપર મે પુરતો વીચાર કર્યો છે અને જો લાગણીનો તે એક સવાલ હોય તો હું કહું છું કે હું હાઈકોરટને કાંઇ પણ આંકુશ વગરની જે સતા છે તે આરોપીના લાભમાં શા માટે ઉપયોગમાં નહી લેવામાં આવે તેનું કારણ બતાવવામાં ન આવે ત્યાં સુધી એક આરોપીને તેની તપાસ થવા અગાઉ તેને કેદમાં રાખવા હુ ખુશી નથી. ક્રીમીનલ પ્રોસીજરની ૪૯૮ મી કલમ મુજબ બેશક હાઇકોરટને આંકોશ વગરની સતા એક આરોપીને જામીન ઉપર છોડવા માટે આપવામાં આવી છે. આ જે સતા આપવામાં આવી છે તે ન્યાયી સતા છે અને તે સતા વાપરતાં ઘણી સંભાળ અને ચોકસાઈ રાખવાની જરૂર છે. મરહુમ મી૦ જસ્ટીસ બદરૂદીન તઈયબજીના ચુકાદાથી હું પુરો માહેતગાર છુ અને મી૦ તીલક માટે તે વખતે કરવામાં આવેલી જામીનની અરજની તકરાર અને તે વખતના એડવોકેટ જનરલ મી૦ લેંગની તકરારથી હુ સારી રીતે વાકેફ છું. તે ચુકાદામાં જણાવવામાં આવ્યું છે કે એક આરોપીને જામીન ઉપર છોડવામાં મુખ્ય સવાલ તે હાજર થશે કે નહી તે ઉપર આધાર રાખે છે. તે વીચારને હુ કાંઇ તદન મળતો થતો નથી. કદાચ તે બાબત એક અગત્યની અને એક મુખ્ય બાબત હોય તો મારા વીચાર પ્રમાણે આજુબાજુના બીજા ઘણા સંજોગો છે અને ઘણી બાબતો છે કે જે ઉપર પણ કોરટે ધ્યાન પુગાડવું જોઇએ છે. આ સવાલ ઊપર મેં ઘણો લંબાણુ વીચાર પુગાડેલો છે. મેં આગળ કહયુ છે તેમ આ બાબત ઉપર મેં લંબાણુ વીચાર કર્યો છે અને જે હુકમ હું કરવા માગું છું તેમાં જે સંજોગો મેં જોયા છે તે ઉપર હું આધાર રાખું છું. હું ઘણો આતુર છું કે આરોપીને સ્વચ્છ અને અપક્ષપાત તપાસ મળે આરોપીની તપાસ જુરી સનમુખ ચાલનાર છે. મારા વીચાર પ્રમાણે તપાસ ચાલવા આગમચ ફરિયાદ પક્ષને અથવા આરોપીને કાંઇ પણ રીતનું નુકસાન પુગે એવું કાંઇ બોલાવું જોઇએ નહી, અરજ બહાલ શા માટે રાખવામાં ન આવે તેની દલીલો કે કારણ આ

ઠેકાણે બતાવવાનું હું દુરસ્ત જોતો નથી. હું ઘણી દીલગીરી સાથ મારા ઉપલા ઠરાવ ઉપર આવ્યો છું અને તપાસ દરમ્યાન આરોપીને જામીન ઉપર છોડવાની અરજ હું નામંજુર રાખું છું.

## મી૦ તીલકની તપાસ ખાસ જુરીની મદદ વડે ચલાવવાનો હુકમ.

મી૦ બાળગંગાધર તીલકને ફીતુરી લખાણ કરવાના આરોપ માટે નોંધવામાં આવ્યો છે. તેની તપાસ ખાસ જુરીની મદદ વડે ચલાવવાને સરકાર તરફથી સરકારી સોલીસીટર મી૦ બોવન ની ફરમાશથી કામચલાઉ એડવોકેટ-જનરલ આ૦ મી૦ ઇનસને હાજર થઇ અરજ કરી હતી. મી૦ ઇનસને પોતાની અરજના ટેકામાં જણાવ્યું કે આ મુકદમો ઘણો અગત્યનો છે અને તેની તપાસ માટે ખાસ જ્યુરી વધુ લાયક થઇ પડશે.

આરોપી તરફથી મેસરસ રાઘવાયા ભીમજી અને નગીનદાશ સોલીસીટરની ફરમાશથી મી૦ જોસફ બેપટીસ્ટાએ તે સામે વાંધો લેતાં જણાવ્યું કે એક ખાસ ગુનાહ માટે સરકારની ખાસ મંજુરીથી સરકાર આ કામ ચલાવે છે. અને તેથી જાણે સરકાર આરોપીને દબાવી નાખવા માંગતી હોય એમ કુદરતી રીતે દેખાય છે. આથી આરોપી ફરીયાદપક્ષ તરફથી સંપુર્ણ ન્યાય મેળવવાનો હક ધરાવે છે. હવે જો એક ખાસ જુરી જેવી સાધારણ રીતે બનાવવામાં આવે છે. તેવી રીતે બનાવવામાં આવે તો આરોપીને પોતાનો બચાવ કરવામાં ઘણું નુકસાન થાય. જુરી મારફતે તપાસ કરવાનો જે કાયદો કરવામાં આવ્યો છે તેની મુળ નેમ આરોપીનું રક્ષણ કરવાની છે, અને જે રીતે જુરી બોલાવવામાં આવે છે, તે મુજબની ખાસ જુરી બનાવવા ફરીયાદ પક્ષ તરફથી માગણી કરવામાં આવે તો કાયદાએ આરોપીને જે બક્ષીસ આપી છે તે બક્ષીસ તે લેવા માંગતો નથી. જો ફરીયાદ પક્ષ કબુલ કરે કે જુરીનો મોટો ભાગ મરાઠી ભાષા સમજતી હોય તેવાઓનો બને તો તેવી જુરી આરોપી કબુલ રાખે છે. આવી રીતે બનાવેલી જુરી સામે ફરીયાદપક્ષને વાંધો લેવાનુ કાંઈ કારણ હોય નહી જો ચેલેંજ પુરી થાય તો એક જુરીનો ગ્રહસ્થ મરાઠી ભાષા જાણતો નથી એવા કારણથી તેના સામે વાંધો લેવા દેવાની રજા મળવી જોઇએ. આમ થવાથી ફરીઆદ પક્ષને એક ખાસ જુરી મળશે અને આરોપીને તેના દેશના લોકો ન્યાય કરનાર તરીકે મળશે અને તેમ થવાથી—જુરીથી—તપાસના કાયદાની મુળ નેમ જળવાશે, જે નેમ અંગ્રેજોએ લોકોના છુટાપણાને અને આરોપીના રક્ષણને અર્થે યોજેલી છે. જો મારી અરજ એડવોકેટ જનરલ કબુલ નહીં રાખે તો તેમની અરજ સામે મને વાંધો લેવાની જરૂર પડશે. મી૦ તીલક પુનાનો રહીશ છે. "કેસરી" પત્ર પુનામાં પ્રગટ થાય છે અને તકરારી લખાણ મરાઠી ભાષામાં લખાયલું છે. જો તેની પુનાની કોર્ટમાં તપાસ ચલાવવામાં આવી હતે, તો તેને પુનાની સેશન્સમાં નોંધવામાં આવતે અને તેમ થવાથી મરાઠી ભાષા જાણનાર એક જડજ અને મરાઠી ભાષા જાણનારી જુરીનો તેને લાભ મળતે. વળી તેની પુણામાં તપાસ ચાલતે તો ફોજદારી કાયદાની ૨૭૫ મી કલમ પ્રમાણે તે જુરીમાં યુરોપિયન કે અમેરીકનની સંખ્યા વધુ ન હોય એવી જુરી માટે માંગણી કરી શકતે, અને તે થવાથી જુરી મારફતે તપાસ ચલાવવાનો જે કાયદો કરવામાં આવ્યો છે, તેવી એક જુરી સન્મુખ તેની તપાસ ચાલી શકતે. ખાસજુરીનો અર્થ એવો થાય છે? જુરીની ટીપમાંથી જુરી ઉપર વધુ સંખ્યા યુરોપીયનની બનવી જોઇયે. હાલ ખાસ જુરીની ટીપમાં ૨૪૨ યુરોપીયનો અને ૧૫૬ હીંદીવાનો છે. આથી એવું સંભવીત છે કે જો ખાસ જુરી બનાવવામાં આવે, તેનો મોટો ભાગ યુરોપીયનોનો બનેલો હોવો જોઇએ. છેલ્લી તીલક તપાસ દરમીઆન તેમજ બન્યું હતું અને સતારા રાજદ્રોહી મુકરદમાની તપાસમાં પણ તેમજ બનતું આવેલું છે. સેવટે મી૦ બેપટીસ્ટાએ જણાવ્યું કે ખાસ જુરી એવી બનાવવી જોઇએ કે જેનો મોટો ભાગ મરાઠી ભાષા જાણતો હોય.

## નામદાર જડજનો ચુકાદો.

નામદાર જડજે ચુકાદો આપતાં જણાવ્યું કે મોતની સજાને લગતા સઘળા ગુનાહોમાં ફોજદારી કાયદાની ૨૭૬મી કલમ પ્રમાણે ખાસ જુરી બોલાવવાની જરૂર છે અને તેજ કલમ પ્રમાણે બીજા કોઇ પણ મુકરદમામાં હાઇ કોર્ટના જડજ ફરમાવે તો ખાસ જુરી બોલાવવામાં આવે છે. હવે આ કોર્ટની નક્કી થયલી રૂઢી એવી છે કે લાગતાવળગતા પક્ષોના લાભ જોતાં ઉંચા મંડળના આસામીઓમાંથી જુરી ચુંટી કહાડવી જોઇયે યાને તેઓ કોર્ટ સનમુખ રજુ થતા મુકરદમાઓ ઉપર તેઓ પુરતું લક્ષ આપી શકનારા હોવા જોઇએ તો તેવી અરજ હાઇ કોર્ટને કરવામાં આવે છે અને જજને વાજબી લાગે તો બહાલ રાખે છે. એમાં તો કાંઈ શક નથી કે મી૦ તીલક સામેના મુકરદમાઓ ખુદ તેની તરફથી જોતાં ઘણા અગતના છે અને મને લાગે છે કે તેના પોતાના લાભ જોતાં મુંબઇ શેહેરના વતનીઓમાંના ઉંચા વર્ગમાંથી ચુંટી કહાડાયલી એક જુરીની મદદ વડે તપાસ ચાલવાથી તેને પોતાને લાભ થશે, એક બીજા મુકરદમામાં એવી અરજ મારી સન્મુખ કરવામાં આવી ત્યારે એવું કહેવામાં આવ્યું કે કાનુન પ્રમાણે ખાસ જુરીમાં યુરોપીઅનોની સંખ્યા વધુ હોય છે. ગઇ કાલે મારી સનમુખ ખુનનો મુકરદમો હતો, તેની તપાસ ખાસ જુરીની મદદ વડે ચલાવવામાં આવી હતી, એ જુરી ૩ પારસી, ૨ હીંદુ અને ૪ યુરોપીયનોની બનેલી હતી. આગલા દિવસોમાં કોમન જુરીની મને મદદ લેવી પડી હતી અને તેમાંના બે દાખલામાં યુરોપીયન જુરરોની સંખ્યા વધુ હતી. સર માઇકલ મેસ્ત્રોએ ખાસ જુરીને લગતા કાનુંનો ઘડયા હતા, તેની રૂએ યુરોપીયનોની સંખ્યા સેહજ વધારે હતી, પણ દેશી કોમોનું પ્રમાણ તેમાં ઘણું સારૂં દેખાડવામાં આવ્યું હતું. કાયદા પ્રમાણે ખાસ જુરીમાં યુરોપીયનોની ઓછામાં ઓછી અરધી સંખ્યા હોવી જોયે. બોલાવવામાં આવેલી જુરીનું પ્રમાણ રાખવામાં કાનુન પ્રમાણે કામ લેવામાં આવ્યું છે, તેની હું સંભાળ રાખીશ અને બનવા જોગ છે કે દેશીઓનું મોટું પ્રમાણ આપણને મળશે. નામો બોલાવવામાં આવશે ત્યારે યુરોપીઅનના તેમજ દેશીઓના સવાલપર સંભાળ લેવામાં આવશે જો દેશીઓનું તત્વ વધુ સંખ્યામાં નહી આવશે તોપણ સારી સંખ્યા આમજ થઇ શકશે. એનો આધાર જુરી કેવી રીતે ચુંટી કહાડવામાં આવે છે, તે પર રહેશે. દેશી ભાષાના જ્ઞાન વીશે મારી સનમુખ ભાર મુકી બોલવામાં આવે છે. અલબતાં તે વીશે મતફેર પડે પણ કોરટે પોતાના સન્તાવાર તરજુમાં કરનારાઓના તરજુમાઓ કબુલ રાખવા જોઇશેજ. કાંઇ ભુલ હશે યા ભુલભર્યો તરજુમો હશે અને તેપર કોર્ટનું ધ્યાન ખેંચવામાં આવશે તો જજની ફરજ છે કે જુરી સનમુખ ખરો તરજુમો રજુ થાય છે તે જોવું. જો ભુલ હશે તો તે સુધારવામાં આવશે. તપાસ દરમ્યાન તેવું કશું પણ બનાવવામાં આવશે તે ઉપર હું પુરતું લક્ષ આપીશ મેં ઉપર કહ્યુ તેમ ખાસ જુરી મુકરર કરવા સામે વાંધો લેવામાં ભુલ છે. અગત્યના મુકરદમાઓમાં ખાસ જુરીની માગણી ખાસ કારણ વગર સ્વીકારવામાં નહી આવી હોય એવો એક પણ દાખલો નથી. મેં મી૦ બાપટીસ્ટાની તકરાર પર પુરતું લક્ષ આપ્યું છે. મારા ધારવા પ્રમાણે એક ખાસ જુરીથી આ મુકરદમાઓ તપાસવામાં આવશે તો ઇન્સાફની નેમ જળવાશે. મારી ખાત્રી છે કે ખાસ જુરીના કોઇ પણ સભાસદ ઇન્સાફ આપવા સોગંદ લેશે અને તે પોતાના મનમાંથી બહારના સઘળા બનાવો ભુલી જઇ કામ લેશે. ઉપલાં વીચારો જણાવી નામદાર જડજે આ મુકરદમાઓની તપાસ સોમવાર તા૦ ૧૩મી જુલાઇ પર રાખી હતી.

---

# ગામ ગપાટા-પોલીસ બંદોબસ્ત-મુંબઈની સ્થીતી.



તા. ૧૩ મી એ ફોજદારી શેશન્સમાં કેસ ચાલે તે પહેલાં મુંબઈ શહેરમાં તા. ૩ જી જુલાઇથી નીચે મુજબ ગામગપાટા ચાલ્યા હતા.

**શેહેરમાં ખોટા ગપાટાઓ-તે ઉપરથી સત્તાવાળાઓએ લીધેલા જંગી ઉપાયો-લશ્કર અને પોલીસની વધુ મદદ-શેહેરમાં તેમની દોડધામ-બંધ રહેલી મીલો-હાઇકોર્ટ આગળનો દેખાવ-જડજ મી૦ દાવર સંબંધી ખોટી ગપ.**

### મીલો આગળનો દેખાવ.

રાજદ્રોહી લખાણ કરવાના આરોપ માટે કેસરી પત્રના અધિપતિ મી૦ બાલ ગંગાધર તિલકની તપાસ, તા૦ ૧૩મી ને સોમવારથી હાઇ કોર્ટની સેશન્સમાં ખાસ જુરી અને નામદાર જડજ મી૦ દાવર આગલ ચાલુ થનાર હતી. આ તપાસના સંબંધમાં કેટલાક દિવસથી શેહેરમાં તદન ખોટી ગપો ચાલુ થઇ હતી, અને તેમાં કેટલીક એવા પ્રકારની હતી કે, મી૦ તિલક પ્રત્યે લોકો જે લાગણીની નજરથી જોય છે તેને લીધે, મુંબઇમાં મોટું તોફાન જાગવાની વકી છે. પોલીસ અધિકારીઓએ આ ઉપરથી તેવું કાંઇ થવા નહી પામે તે કારણે સમાધાની જાળવવાને મોટા પાયા ઉપરના ઉપાયો લીધા હતા. તપાસ ચાલે તેટલા દિવસ શેહેરમાં કોઇ પણ સરઘસો નિકળતાં અટકાવ્યામાં આવ્યાં હતાં, તેમજ જાહેર ભાષણો બંધ કરવામાં આવ્યાં હતાં.

જે માટે નીચે મુજબનું જાહેરનામું પોલીસ તરફથી બહાર પાડવામાં આવ્યું હતું.

હું, હરબર્ટ જયોરજ જેલ એસકવાયર, એમ૦ વી૦ ઓ૦ મુંબઇ શહેરનો પોલીસ કમીશનર એવો અભીપ્રાય ધરાવું છું કે જાહેરની સુલેહ અને જાહેરની સલામતી જાળવવાને ખાતર નીચે જણાવેલી મુદત સુધી કાંઇ પણ જાહેર સભા અથવા સરઘસો બંધ પાડવાની જરૂર છે અને તેથી મુંબઇની પોલીસના સને ૧૯૦૨ ના ચોથા કાયદાની તેત્રીસમી કલમની ત્રીજી પેટા કલમમાં મને મળેલી સતાની રૂએ આ લખી મુંબઈ શેહેરમાં સોમવાર તા૦ ૧૩ મી જુલાઇ ૧૯૦૮ ને દીવસના સવારના ૭ વાગતાથી તે શુક્રવાર તા૦ ૧૭ મી જુલાઇ ૧૯૦૮ ને દીવસના બપોરના બાર વાગતા સુધી મારી પાસેથી લેખીત પરવાનગી આગમચથી મેળવવા વગર કોઇપણ સભા અથવા સરઘસો ભરવાની મનાઇ કરૂં છું.

જે શખસો પોતપોતાના કામધંધે અથવા કામ ધંધેથી ઘર જતા હશે, કે જેઓ ફરવા હરવા કે કોઇપણ કામકાજે જતા હશે તેઓને આ હુકમ લાગુ પડશે નહી."

આટલેથીજ નહી અટકતાં પુણેથી ખાસ ગોરૂં લશ્કર બોલાવ્યામાં આવ્યું હતું અને તેની જુદી જુદી ટુકડીઓને શેહેરમાં જુદે જુદે ઠેકાણે ફરતી રાખવામાં આવી હતી. એક ગપ એવી ચાલી હતી કે મીલના કામદારો હડતાલ પાડશે અને તેમ કરવા માટે તેમને ઉશ્કેરવામાં આવે છે. લશ્કરી ટુકડીને રવિવાર તા૦ ૧૨ મી એ મઝગામ, પરેલ, સીમ, ચીચપોકલી વિગેરે મીલોવાલા લતાઓ તરફ ફરવા કહાડી હતી સોમવારે જો કે મીલો બંધ થવાની અફવા જોરમાં ફેલાઈ હતી, તો પણ સવારે મુંબઇની સઘળી મીલો ચાલુ થઇ હતી, અને મીલ કામદારો ઉપરાંત બીજા પણ ધંધાદારીઓ પોતપોતાને કામે વળગી ગયા હતા. આટલું ખરૂં કે કેટલીક મીલોમાં પુરતા કામદારોએ હાજરી અ

પો નહતી. બપોરની છુટીને વખતે કેટલાક કા મદારો પલાયન કરી જવાથી તેમની ગેરહાજરી ને લીધે કેટલીક મીલો બંધ કરવી પડી હતી, અને તે સઘળું લોક કોટ તરફ ચાલુ થતું જ ણાયું હતું. ડીલાઇલ રોડ, ચીંચપોકલી તરફ આવેલી મેસર્સ ગ્રીવ્સ*કોટન હસ્તકની મીલોમાં અરધી સંખ્યામાં કામદારોએ હાજરી આપી ન હતી અને ત્યાં કોઇ પ્રકારની ગરબડ થવા નહી પામે તે માટે પોલીસે પુરતો બંદોબસ્ત જાળવ્યો હતો. તે કામદારોનું ટોળું કેટલોક વખત સુધી મીલોની બાહાર ઉભું રહ્યું અને તે વેળાની વ તણુંક કાંઇક શક ઉપજાવનારી જણાયાથી પો લીસ તેમજ લશ્કરી ટુકડીને ત્યાં બોલાવ્યામાં આવી જેણે તેને વિખેરી નાખ્યું હતું. પરેલ વિ ભાગમાં મીલો મોટી સંખ્યામાં આવેલી છે અ ને મીલ કામદારોની મોટી સંખ્યા પણ તેજ વિ ભાગમાં રહે છે તેમની તરફથી કોઇ રીતની ગ રબડ કરવામાં નહી આવે તેથી પુણેથી આવેલી લશ્કરી ટુકડીને ત્યાં લાવી રાખવામાં આવી હતી

### કાપડ માર્કીટો.

બાહાર કોટ ખાતે આવેલી મુલજી જેઠા અને લક્ષ્મીદાસ કાપડ બજારો સવારે તા૦ ૧૩મીએ બંધ હોય તેવો દેખાવ ત્યાં થઇ રહ્યો હતો. બંને બજા રોમાં સવારે વેપારીઓના માણસો દુકાનો ઉઘા ડે છે. જણાવવા પ્રમાણે આ માણસો અને કેટ લાક દુકાનદારોનો ઇરાદો મી૦ તિલકનો મુકરદ પો ચાલે તેટલા દિવસ બજાર બંધ રાખવાનો હ તો અને તે પ્રમાણે તેઓએ સવારે દુકાનો ઉઘા ડી નહી જેથી શેહેરમાં ગપ ચાલી કે મી૦ તિ લક તરફની લાગણીને ખાતર કાપડ બજારો બં ધ રાખવામાં આવી છે. આ ખબર મારકીટો ના લાગતાવળગતાઓને થવાથી તેઓ વિચારમાં પડયા કે મારકીટો શું કારણથી બંધ રાખવામાં આવી હશે. તેઓ એવી ગુચવણમાં હતા તેટ લામાં આન. સર વીઠલદાસ દામોદર ઠાકરસી અ ને મી૦ મનમોહનદાસ રામજી તેમજ બીજા બ જારના આગેવાનો આવી ગયા અને તેઓએ પુ છપરછ ચલાવી, સમજાવીને દુકાનો ઉઘડાવી, જે થી માર્કીટો ખુલી થઇ હતી. પણ તે ઉઘાડી છતાં બંધ જેવી લાગતી હતી. મંગળદાસવાળી કાપડ બજાર તો સવારથી ખોલવામાં આવી હ તી અને આખો દિવસ તે તેવીજ હાલતમાં રહી હતી.

### દાણા બંદર.

માંડવી ઉપરનું દાણાબંદર તો આખો દિવસ બંધ રહ્યું હતું તેના સંબંધમાં પણ એવીજ અફ વા ઉડી રહી હતી કે મી૦ તિલક તરફની લાગણી માટે તે બંધ રાખવામાં આવ્યું છે પણ ખબર કહા ડતાં તેમાં કશી સચાઇ જણાઇ નહોતી. એ દિવસે અપાડી પુનેમ હોવાથી એ બજાર બંધ રાખવામાં આવ્યું હતું અને તેને તિલક કેસ સાથે કાંઇ સં બંધ નહતો. એજ પ્રમાણે ભાત બજાર વિગેરેની સ્થિતિ હતી.

### નામદાર જડજ મી૦ દાવર સંબંધી ગપ.

સેશનમાં બીરાજેલા જડજ મી૦ દીનશા દા વર સંબંધી પણ એક ગપ ફેલાઇ હતી. તે અફવા એવી હતી કે મી૦ દાવર આજારી પડી જવાથી સેશનમાં મી૦ તિલકની તપાસ માટે વડો જડજ મી૦ રકોટ બીરાજશે પણ તે અફવા પણ તદન ખોટી જણાઇ હતી. અને મી૦ દાવર મી૦ તિલકની તપાસ ચલાવવાને વખતસર કોર્ટમાં હાજર થયા હતા.

### હાઇ કોર્ટ આગળનો દેખાવ.

હાઇ કોર્ટ આગળ લોકોનો મોટો જમાવ થવા ની વકી રાખવામાં આવી હતી પણ પોલીસે ત્યાં પણ જોઇતી ચોકસી આગમજથી કરી રાખી હતી અને કોઇને પણ તેમાં જવા દેવામાં આવતા નહ તા. કોર્ટની ચોપાસ પોલીસે ફરતો પેહેરો રાખ્યો હતો, છતાં લોકો છુટા છવાયા ઓરિયેન્ટલ બી લ્ડીંગ આગળની પગથી ઉપર તેમજ પોરટ આ ફીસ અને ચર્ચગેટ સ્ટેશન વચેની પગથીઓ ઉપર બેસી ગયલા જણાયા હતા, જેમાં મોટો ભાગ હિંદુ કામદારોનો હતો. બપોર પછી મીલો બંધ થતી ગઇ તેમ વધારે લોક હાઇ કોર્ટ તરફ જમાવ થવા લાગ્યું અને સાંજ પડતાં ત્યાંનો દેખાવ મો

ટા મેળા સરખો થઇ પડયો. ત્યાં મીઠાઇ વેચનારા, બીડી, સોડા બરફ વેચનારાઓની ઠીક રોજી ચાલી અને લોક જાણે બે ઘડી આનંદ ભોગવવા ભેગા થયા હોય તેવો દેખાવ લાગતો હતો. આસરે એક હજાર માણસ ત્યાં ભેગું થયું હશે અને તેથી તેમનામાં ગરબડાટ પણ ચાલતો હતો પણ ધાંધલ કે ગરબડ જેવું કશું નહતું, અને તે અટકાવવાને ત્યાં લશ્કરને ફરતું રાખવામાં આવ્યું હતું. વખત જતાં તેમની ગરબડ વધી પડવાથી તેમને વિખેરી નાંખવામાં આવ્યા હતા. સાંજ પછીનો દેખાવ જોવા લાયક થઇ પડયો હતો. ઓરીએંટલ બીલ્ડીંગથી તે યુનીવર્સીટી ગાર્ડન સુધીનો રસ્તો લોકોથી ચીકાર ભરાઇ ગયો હતો. જાહેર બાંધકામ ખાતાંની આફીસની બાહાર પગથી ઉપર પુણેથી આવેલી ઘોડેસ્વાર ટુકડીને ઉભી રાખવામાં આવી હતી. ગાડીઘોડાની આવજાવ અને વિજલીક ટ્રામોની ધમાલ જોવા જોગ થઇ પડી હતી. ટ્રીચર કંપનીની આફીસ આગળ પોલીસ અમલદારો ટોળે મળીને ઉભેલા હતા. સઘળાઓ આતુરતાથી હાઇ કોર્ટ તરફ નજર ઠેરવી રહ્યા હતા. આટલી ગીરદી છતાં લોકોમાં ઝાઝી ઉશ્કેરણી જેવું કશું નહતું. મીલ કામદારોનાં ટોળાંને પોલીસે પોસ્ટ આફીસ આગળથી કહાડીને એસ્પ્લનેડ રોડ તરફ કહાડયું. તે ટોળું અરધે રસ્તે ગયું એટલે પોલીસ પાછી ફરી તેને જોઇ તે ટોળાં માહેલા લોકો બુમો પાડવા ને સીસોટીઓ ફૂંકવા લાગ્યા અને હાઇ કોર્ટ તરફ પાછા ફરવા લાગ્યા. સાંજે કોર્ટ ઉઠવાનો વખત થતાં ઘણાંખરાઓ મી૦ તિલકને પાછા તુરંગમાં લઇ જવામાં આવતા જોવાને ઉભા રહ્યા પણ તેમ કાંઇ થયું નહતું.

### મી તિલકનો કોર્ટમાં વાસો.

રીવાજ મુજબ સઘળા કેદીઓને તેમની તપાસને માટે કોર્ટ બેસવાના વખતે તુરંગમાંથી કોર્ટમાં લાવવામાં આવે છે પણ મી૦ તિલકના સંબંધમાં તેમ કરવામાં આવ્યું નહતું. મી૦ તિલકને જો વખતસર કોર્ટમાં લાવવામાં આવે તો કોર્ટ આગળ એકઠું મળેલું લોક કોઇ પ્રકારની ગરબડ કરે, તેઓને તેમના હેતુમાં નિષ્ફળ કરવા મી૦ તિલકને સવારના ૮ વાગે તુરંગમાંથી લાવી કોર્ટમાં જુરીવાળા ઓરડામાં પોલીસના પહેરા હેઠળ રાખવામાં આવ્યા હતા. તે મુજબ મી૦ તિલકને સાંજે કોર્ટમાંથી પાછા તુરંગમાં લઇ મોકલવામાં આવ્યા નહતા, અને તેમની તપાસ ચાલે તેટલા દિવસ તેમને કોર્ટમાં જુરીવાળા ઓરડામાં રાખવાની ગોઠવણ કરવામાં આવી હતી તેમજ સરદાર ગ્રહમાંથી ખાવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

### પુણેથી આવતા લોકો.

પુણેથી કેટલુંક લોક આ તપાસ સંબંધી હકીકત જાણવાને ખાસ મુંબઇ આવ્યું હતું તે માટે વિકટોરીયા ટર્મિનસ સ્ટેશન ઉપર રેલવે પોલીસ તરફથી સાવચેતીના ઉપાયો લઇ રાખવામાં આવ્યા હતા. એમ જણાવામાં આવે છે કે, રેલવે સતાવાળાઓએ વધુ ટીકીટો આપવી બંધ કરી હતી, છતાં લોકો પગ રસ્તે અથવા સ્ટેશનો ચુકાવીને પણ મુંબઇ આવે છે. મીસીસ તિલક પણ મુંબઇ આવી રહ્યા છે. મી૦ તિલક કેસની તપાસ વેળા એકઠા મળેલા લોક કોઇ રીતની ગડબડ નહી કરે તેમજ તેમને સમજાવી ચાલી જવાની સલાહ આપવા સારૂ પોલીસ તરફથી આઠ વધારાના ઓનરરી માજીસ્ટ્રેટોને રાખવામાં આવ્યા છે, જેમાં મી૦ જેમ્સ મેકડોનાલ્ડ પણ એક હતા એ વધારાના માજીસ્ટ્રેટોએ પોતાને સોંપવામાં આવેલી ફરજ સારી રીતે બજાવી હતી જેથી ગડબડ જેવું કશું થવા પામ્યું નહતું.

# ૨૫.

# હાઇકોર્ટની શેશન્સમાં નીકળેલી તપાસ.



પેહેલો–દિવસ સોમવાર તા૦ ૧૩મી જુલાઇ.

### સાત અંગ્રેજ અને બે પારસીઓની જુરી–જડતી દરમ્યાન મી૦ તિલકની ટેબલમાંથી નીકળેલો કાર્ડ.

આવા પ્રકારની સઘળી સામગ્રી સાથે મી૦ તીલકની તપાસ આજ દિવસ સેશન્સમાં શરૂ થઇ હતી. સરકાર તરફથી મુકરદમો ચલાવવાને એડવોકેટ જેનરલ મી૦ બ્રાન્સન, મી૦ ઇન વેરારીટી, અને મી૦ બીનીંગ હાજર હતા. મી૦ તિલકે પોતાનો મુકરદમો પોતેજ ચલાવ્યો હતો પણ તેમને મેશર્સ બેપ્ટીસ્ટા, કરંડીકર, ખાપર્ડે અને કેલકર મદદ કરતા હતા. નામદાર જડજ મી૦ દાવર બરાબર વખતસર કોર્ટમાં દાખલ થયા હતા, જે વેળા મી૦ તીલકને પણ ત્યાં હાજર કરવામાં આવ્યા હતા.

### ત્રણ આરોપની પહેલી તપાસ.

એડવોકેટ જેનરલ મી૦ બ્રાન્સને જણાવ્યું કે આરોપીને તા૦ ૧૨મી મે તથા ૯મી જુનના "કેસરી"ના અંકોમાં લખાણ કરવા માટે જુદા જુદા આરોપો માટે માજીસ્ટ્રેટે સેશન્સમાં એકજ દિવસે નોંધ્યો છે આથી સઘળા આરોપોની એક વેળાજ તપાસ હાથ ધરવાની હું અરજ કરૂં છું. આ લખાણો લોકોને રાજદ્રોહી બનાવવાની ઉસ્કેરણી કરવાના હેતુથી લખાયા છે.

મી૦ તિલકે જણાવ્યું કે જો કે કેસરીમાંના બે લખાણો બે જુદીજ બાબતો તરીકે લખવામાં આવ્યાં છે, આથી એ લખાણને લગતા આરોપો છુટા ગણી તે ઉપર છુટું કામ ચલાવવું જોઇએ. બંને લખાણો સાથે લેતાં મને મારો મુકરદમો ચલાવવામાં ગુંચવાડો થશે. લખાણો વળી જણાવ્યામાં આવે છે તેમ એકજ નથી પણ જુદાં છે.

મી૦ બ્રાન્સને જણાવ્યું કે ૨૨૬ તથા તે પછીની બીજી કલમોમાં આરોપમાં વધારો–ઉમેરો કરવાની પણ મને સતા આપવામાં આવી છે પણ હું તેટલું કરવા માગતો નથી. હું માત્ર એટલુંજ કહેવા માગું છું કે, બંને આરોપો સાથે લેવા. ૨૨૭ મી કલમમાં કોર્ટને મુકરદમાના કોઇ પણ તબકે આરોપમાં વધારો–ઉમેરો કરવાની સતા આપવામાં આવી છે. ૧૨૪ ક. તથા ૧૫૩ ક. કલમ મુજબ મુકવામાં આવેલા સઘળા મળી ચાર આરોપોના સંબંધમાં પાછળથી કાંઇ શક ઉપજે તે માટે હું હમણાં કહું છું કે ૩૩૩ મી કલમમાં મને આપેલી સતા મુજબ તા૦ ૧૨મી મેના લખાણના સંબંધમાં હું ૧૫૩ ક. મુજબ કામ ચલાવવાનું હાલ તુરત છોડી દઉં છું પણ તેથી એમ નહી ઠરશે કે આરોપી એ આરોપના સંબંધમાં બીન તકસીરવાર છે, માત્ર એટલુંજ કે આરોપના સંબંધમાં હું હાલ આગળ ચાલવા માગતો નથી. પાછળથી જરૂર જણાય તો આરોપીને એ આરોપ માટે કોર્ટમાં ઉભો કરી શકું હાલ તુરત એના સામા ત્રણજ આરોપ રજુ કરવા માગું છું.

નામદાર જડજે જણાવ્યું કે આ બાબતની સાહદતો મેં જોઇ છે, માજીસ્ટ્રેટે બે જુદી તપાસ કરી એકજ દિવસે પણ બે જુદી વખતે આરોપીને શેસનમાં નોંધ્યો છે. આરોપીના લખાણ તરફ જોતાં એક આરોપ તેની સામા લટકતો રાખવો જોઇતો નથી. ૨૩૫ મી કલમ મી૦ બ્રાન્સનની અરજને લાગુ પડે તે માટે મને શક છે, છતાં તે એક આરોપ છોડી દેવા માંગે છે તે સામા મને વાંધો નથી, પણ એજ કલમમાં કોર્ટને સતા આપવામાં આવી છે કે જે આરોપની તપાસ ચલાવવાનું મોકુફ કરવામાં આવે તે માટે કોર્ટ જોઇએ તો આરોપીને બીન તકસીરવાર ઠરાવી તેને આરોપમાંથી અદંતર મુક્ત કરી શકે.

મી० બ્રાન્સનની અરજ ઉપરથી નામદાર જડજે ચોથો આરોપ હાલ તુરત મુલતવી રાખવાને કબુલ્યું હતું.

બાદ કલાર્ક આફ ધી કોરટે આરોપી ઉપરના આરોપ કાયદાની કલમો સાથે આરોપીને વાંચી સંભલાવ્યા હતા.

મી० તિલકે એ આરોપો માટે પોતાને બીનતકસીરવાર જાહેર કર્યા અને જણાવ્યું કે મારી ઉપર મુકવામાં આવેલા આરોપો નિશ્ચત પ્રકારના નથી.

મી० ઇનવરારીટીએ આખું લખાણ ફરિયાદ નામામાં દાખલ કરવાની માગણી કીધી

મી० તિલકે જણાવ્યું કે આખું લખાણ ફિતુરી છે એવું કહેવામાં આવ્યું નથી. કયા ફકરા ફિતુરી છે તે ફરિયાદ પક્ષ બતાવે તો હું તેના જવાબ આપી શકું, છેવટે નામદાર જડજના પુછવાથી મી० તીલકે દાખલ કરવાને ખુશી બતાવી હતી. અને વખત બચાવવાને ખાતર તે કોર્ટમાં વંચાયલાં તરીકે મી० તિલકે સ્વીકાર્યા હતાં.

બાદ જુરરોનાં નામો પોકારી નિચે મુજબ જુરી ગોઠવવામાં આવી હતી.

### જુરરો.

મી० ડબલ્યુ સી. એન્ડરસ (ફોરમેન) મી० જે. ગ્રેગ, મી० બી. જી. હીલીઅર્ડ; મી० પાલનજી દાદાભાઇ ચત્રના, મી० જી. જે. સી. હોડસન, મી० સાપુરજી સોરાબજી, મી० એસ હેંપસન, મી० એફ. જી. ઉડ, અને જે. જી. માર્ટીન.

એ મુજબ સાત અંગ્રેજો અને બે પારસીઓની જુરી બની હતી.

### મી० ઇનવેરારીટીનું ભાષણ.

મી० ઇનવરારીટીએ સરકાર તરફનો મુકરદમો રજુ કરતાં જણાવ્યું કે, આરોપી સામે તા० ૧૨ મી મે તથા તા० ૯ મી જુનના પત્રોમાં આવેલાં લખાણોના સંબંધમાં આરોપો મુકવામાં આવ્યા છે. કેસરી પત્રનો મુંબઇમાં મોટો ફેલાવો છે. આરોપોને લગતી કાયદાની કલમો વાંચી સંભળાવી કહ્યું કે આ કલમો સરકારનાં કામ તથા કાયદા કાનુનો સામા ટીકા કરવાની છુટ આપે છે પણ એ કલમ એક આસામીને સરકારની બદનક્ષી કરવાની કે સરકારને જુલમાટ ભરેલી રીતે જણાવવાની સતા આપતી નથી, તા० ૧૨ મી મેનું લખાણ વાંચી મી० ઇનવરારીટીએ જણાવ્યું કે મુઝફરપોરમાં બોંબ છોડી બે અંગ્રેજ બાનુઓના કરવામાં આવેલાં ખુનનું વર્ણન આપવામાં આવ્યું છે પણ આખા લખાણનો સાર એ છે કે સરકાર એટલી જુલમગાર તથા આપખુદ બની ગઇ છે કે અંગ્રેજી અમલ નહી ખમી શકાય એટલો જુલ્મી બની ગયોછે. દેશની સરકારની આ ગંભીરમાં ગંભીર બદનક્ષી છે. સ્વરાજ વિષે બોલતાં મી० ઇનવરારીટીએ જણાવ્યું કે "સ્વરાજ"ના બોલ સંબંધમાં આરોપીએ પોતાના તા० ૨ જી જુનનાં પત્રમાં અર્થ આપ્યો છે તેમાં તેણે જણાવ્યું છે કે સતાવાળાઓએ પ્રજાના વિચાર મુજબ ચાલવું. તેમ તે નહી ચાલે તો લોકોની જ્યારે પણ મરજી હોય ત્યારે તેઓ રાજ્યને ઉંધું વાળી શકે. એવું તેમાં લખવામાં આવ્યું છે. સરકારને ખોલી ચેતવણી આપવામાં આવી છે કે સરકાર જો સંભાળ નહી રાખશે તો રૂશિયન રૂઢીઓની હિંદના લોકો નકલ કરશે. એમ કહેવાનો આરોપીનો ખોલ્લો હેતુ એ છે કે હિંદમાં બોંબનો છુટથી ઉપયોગ કરવામાં આવશે. આગળ ચાલતાં આરોપી જણાવે છે કે હિંદની ૩० કરોડની વસ્તી અંગ્રેજી જુલ્મી અમલથી કાયર તથા અધીરી બની ગઇ છે. આરોપી પોતાના પેહેલાં લખાણમાં રાજકર્તાઓ પ્રદેશી હોવા વિશે તથા તેઓ માત્ર પોતાનો સ્વાર્થ સંભાળતા હોવા વિશે બોલે છે. તેમ બોલવાનો હેતુ લોકોને રાજકર્તાઓ સામા ઉશ્કેરવાનો નહી તો બીજો કયો હોવો જોઇયે? આરોપીનો હેતુ સરકારનાં કામ સામા નહી પણ સરકાર સામા ટીકા કરવાનો હતો. આરોપી રૂશિયન રૂઢી હિંદમાં દાખલ કરવાની ભલામણ કરે છે. રૂશિયન રૂઢિઓ શું છે તે આપણે બધા જાણીયે છીયે. તેમ ભલામણ કરવાનો આરોપીનો હેતુ એવો હતો કે પોતાના વાંચનારાઓના મગજમાં રૂશિયામાં જ

ણુાવલી બોંબ ફેંકવાની રૂઢી અખત્યાર કરવાની જરૂર ઠસાવવી. લખાણુમાં એવું પણ જણાવ્યામાં આવ્યું છે કે, સરકારની જુલ્માત ભરેલી રૂઢીથી હિંદની ૩૦ કરોડની વસ્તી ગુસ્સાથી બળતી રહી છે. લખાણુમાં આરોપીએ સરકારનાં કામ સામા નહી પણ સરકાર સામા એમ જણાવી હુમલો કીધો છે કે, તે પોતાના સ્વદેશીઓને લાભ કરવાના હેતુથી અમલ ચલાવે છે તથા સરકાર તદન આપખુદ છે. બીજું લખાણુ વાંચ્યા બાદ મી० ઈનવરારીટીએ જણાવ્યું કે આરોપીએ બોંબ ફેંકવાની રૂઢી વિષે બોલતાં કેટલાક દેશોમાં તે જે મતલબથી ફેંકવામાં આવતા હતા તે મતલબ ખરાબ જણાવી હતી પણ ચોકસ હકો મેળવવા માટે બીજા દેશોમાં તે ફેંકવામાં આવતાનું કામ દેશહિતકારી ગણ્યું હતું તથા પોતાના વાંચનારાઓને સમજ પાડવાનો હેતુ રાખ્યો હતો કે બોંબ બનાવવાનું ઘણું સેહેલું છે તથા તે બનાવતાં સરકાર લોકોને અટકાવવાને અશક્ત છે. તેણે જણાવ્યું છે કે, બોંબ બનાવવા માટે એક ખાસ કારખાનું રાખવાની જરૂર નથી પણ તે થોડાક રસાયણી પદાર્થોની મેલવણી કરી લોકો સેહેલથી બનાવી શકે. બીજાં લખાણુમાં આરોપીએ પોતાના વાંચનારાઓને જણાવ્યું છે કે સરકારી અમલ લોકોને એક શ્રાપ જેવો થઇ પડયો છે તથા જો એ રોજ અમલ ચાલુ રહેશે તો રૂશિયા તથા પોર્ટુગાલની માફક અહીંના લોકો પણ બોંબ ફેંકવાનું શરૂ કરશે. આ લખાણુમાં આરોપીએ સરકારને ધમકી આપી છે કે એવો અમલ વધુવાર ચાલવા દઇ શકાશે નહી અને લોકો તરફથી માંગવામાં આવતા હક જો સરકાર નહી આપશે તો લોકો તે મેળવવા માટે જસ્તી ભરેલા ઉપાયો લેશે.

### મી० જોશીની જુબાની અને ઉલટપાલટ તપાસ.

એ પછી ઓરિયેંટલ ટ્રાન્સલેટરની આફીસના પેહેલા મદદનીસ મી० ભાસ્કર વિષ્ણુ જોશીની સાક્ષ લેતાં તેઓએ, કેસરી પત્રમાંની આરટીકલો ભાષાંતર કરેલાં જણાવ્યાં હતા. મી० તીલકે બાદ તેમની ઉલટસુલટ તપાસ ચલાવી હતી.

સ०—અત્રે રજુ કરેલા તરજુમાં તમે પોતે કીધા છે ?—જ०—નહી, હાઇ કોર્ટની આફીસમાં કરવામાં આવ્યા છે. મેં એક સિવાય સઘળા સરખાવી જોયા છે. મેં પણ જુદા તરજુમાં કીધા છે. બંનેમાં નજીવો ફરક છે. ઘણાખરા હાઇ કોર્ટના તરજુમાઓને હું પસંદગી આપું. મેં કીધેલા તરજુમા હું અત્રે લાવ્યો નથી.

સ० તા० ૧૨ મી મેનાં, "દેશાચે દુર્દૈવ" મથાળાવાળા લખાણુનો સતાવાર તરજુમો પોલીસ કોર્ટમાં તે રજુ કરવામાં આવ્યો તે આગમજ તમોએ કીધેલો હોવો જોઇએ ? જ०—મને તે કહેવાની સત્તા નથી. તે તા० ૨૬ મી જુનની આગમજ તયાર કરેલો હશે.

સ०—તમારા હાથમાં હમણાં તરજુમો મુકવામાં આવે છે તે તમે પોતે કીધો છે ? જ०—હા. તેમાંના બે ફકરામાં 'ગોર્યા દોન નિરપરાધી સ્ત્રીયાં' મરી ગઇ છે એવો તરજુમો મેં કીધો છે, જ્યારે સત્તાવાર તરજુમો ગોરી છોકરીઓને મારી નાખવામાં આવી છે એવો કરવામાં આવ્યો છે.

સ०—આ અર્થ કયા બોલથી બરાબર રીતે દર્શાવી શકાય ? યુરોપીયન કે ગોરાથી ? જ०—બંનેનો એક સરખો અર્થ થાય છે.

સ०—તમારા ઓદ્ધાની રૂએ તમો દેશી પત્રો વાંચો છો ? જ०—હા. ચાલુ વખતના રાજદ્વારી વિચારો દર્શાવવા માટે મરાઠી ભાષામાં યોગ્ય શબ્દો નહીં મલી શકતા હોવાથી નવા બોલો બનાવવા પડે છે. તે વાત હું જાણું છું; તેમજ કેટલીક વખત પોતાનો અર્થ બરાબર સમજાવવા, વર્તમાન પત્રમાં લખનારાઓ સાથે સાથે અંગ્રેજી બોલ પણ આપે છે તે પણ હું જાણું છું.

સ०—"બુરોક્રેસી"નો અર્થ શું થાય છે ? જ०—અધિકારી વર્ગ. ગોરા લોક એવો નહીં. તેનો અર્થ સરકારી અધિકારી વર્ગ એમ પણ થાય છે. "ગોરા અધિકારી વર્ગ, ઇંગ્રેજી અધિકારી વર્ગ, અને સરકારી અધિકારી વર્ગ," એ બધાનો એક જ અર્થ થાય છે. એ શબ્દનો અર્થ મેં મારા અસલ તરજુમામાં અધિકારી વર્ગ એવો કીધો હતો. એ શબ્દની આગળ ગોરા સરકારી વગેરે

બોલો મુકવામાં આવે તેથી અર્થમાં કાંઇ ફરક પડયો નથી.

સ૦—અધિકારી વર્ગ એટલે શું ? જ૦—સરકારી વર્ગ. એમાં અંગ્રેજો તથા હિંદીઓ બંને આવે છે. જો અંગ્રેજોનેજ લાગુ પાડવામાં આવે તો તેની આગળ અંગ્રેજો એવો શબ્દ મુકવો પડે.

સ૦—અંગ્રેજી શબ્દ "ડેસ્પોટીઝમ"નો તમે શું અર્થ કરો છો ? જ૦—જુલમી રાજ્ય "ટીરેનીકલ"નો અર્થ જુલમી, ઓપ્રેસીવનો અર્થ જુલમી, કોરેરસીવનો અર્થ જુલ્મી રીપ્રેસીવનો અર્થ પણ જુલ્મી થાય છે.

અત્રે સાક્ષીએ નામદાર જડજને જણાવ્યું કે બધા અંગ્રેજી શબ્દોના અર્થો મેં જુલ્મી જણાવ્યા છે પણ તેમાં નજીવો ફરક રહે છે. તે શબ્દ કોષની મદદ વગર હું બરાબર આપી શકતો નથી.

સ૦—રાજ અમલના બંધારણનું વર્ણન આપતા ડેસ્પોટીકનો અર્થ શું થાય છે ? જ૦—એક ડેસ્પટ અથવા ડેસ્પોટીક અમલદારો તરફથી ચલાવવામાં આવતો અમલ, ડેસ્પોટીક અને ટીરેનીકલ અમલદાર વચ્ચે કાંઇ ફરક હોય તે હું જાણતો નથી, મારા મત મુજબ બંનેનો એક સરખો અર્થ થાય છે,

સ૦—despotic rule need not be necessarily tyrannical નો અર્થ તમે શું કરો છો ? જ૦—જુલ્મી રાજ્યપદ્ધતિ જુલ્માચીજ અસલી પાહીજે અસે નાહી.

સ૦—Tyranny is the perversion of monarhyનો અર્થ તમે શું કરો ? જુલ્મી રાજ્યપદ્ધતિ હી રાજસતાક પદ્ધતિચા વિપર્યાસ આહે. એબસોલ્યુટનો મરાઠી અર્થ અનિયંત્રી, આરબીત્રેરીનો અર્થ હું આપી શકતો નથી.

નામદાર જડજ—મરાઠીમાંજ આપો

જ૦—સ્વર, આકા નહી અસા થાય છે.

મી૦ તિલક—ઓટોકેટીકનો અર્થ ? જ૦—અનિયંત્રી, અન કન્ટ્રોલ્ડનો અર્થ અનિયંત્રી, ઇરરીસ્પોન્સીબલનો અર્થ બીનજવાબદાર, ઇમ્પીરીયાલીઝમનો અર્થ બાદશાહી એવો થાય છે.

સ૦—Government of India is a despotism hampered by the public opinion in England નો અર્થ તમે શું કરો ?

જડજ—(મી૦ તિલકને હું તમને તમારી તરફથી ચલાવવામાં આવતી ઉલટ સુલટ તપાસમાં હરકત કરવા માંગતો નથી પણ તમો તરફથી ચલાવવામાં આવતી તપાસની સમજ પડે તે માટે તમે આખાં વાકયોના અર્થ સાક્ષીને શા માટે પુછો છો તે હું જાણવા ઇચ્છું છું.

મી૦ તિલક—હું એવું બતાવવા માંગું છું કે, "કેસરી"માં આવેલાં લખાણોનો જે સતાવાર તરજુમો રજુ કરવામાં આવ્યો છે તે ભુલ ભરેલો છે.

સાક્ષીએ, મી૦ તિલકે પુછેલા સવાલનો જવાબ આપતાં જણાવ્યું કે, તમે પુછેલાં વાકયનો અર્થ એવો થાય છે કે, હિંદુસ્તાન સરકાર હે વીલાયતેંતીલ લોકમતાને સાંમ્ય ઝાલેલા જુલ્મી રાજ્ય આહે.

સ૦—ફેનેટીકનો અર્થ શું ? જ૦—તેનો મરાઠીમાં એક બોલ નથી, પણ હિંદી કે ઉરદુ આપી શકું, અને તે મુજબ તેનો અર્થ ગાઝી થાય છે. તે બોલમાં કાંઇ ધર્મનો અંશ નથી એમ ગણું તો તેનો અર્થ બરાબર સમજાવી શકું તેમ નથી.

સ૦—મરાઠી બોલ "આતતાયી"નો શું અર્થ ? જ૦—એક ઝનુની શખસ. આપ્ટેના શબ્દકોષમાં ઝેર દેનાર વિગેરે છ જુદા જુદા અર્થ આપવામાં આવેલા છે, "આતતાઇ" નો અર્થ માથેફિરું વધુ જોસદાર ગણાય."

સ૦—ફ્રેલન, ફેનેટીક કરતાં વધુ સખ્ત છે કે ? જ૦—તે હું કહી શકતો નથી.

સ૦—સ્ટેટ, ગવરમેંટ, એડમીનીસ્ત્રેશન, કે તથા સર્વેના મરાઠીમાં જુદા જુદા અર્થ શું જ૦—સ્ટેટનો અર્થ રાજ્ય અથવા સત્તા, ગવરમેંટનો અર્થ શાસનપદ્ધતિ, અને આડમીનીસ્ત્રેશનનો અર્થ રાજ્યપદ્ધતિ, એવો થાય છે. એડમીનીસ્ત્રેશનનો અર્થ સરકાર એવો નહી થાય. ચ

સ્વેના અર્થ અમલ.

સ૦–મેન્લીનેસ, વિગરે, તથા સેન્સ આફ આનર બોલોના અર્થ શું ? જ૦–મરદાનીપણા, અથવા પૌરૂષ, સમર્થ્ય અને અભિમાન બુદ્ધિ, સેન્સ ઓફ આનરનો અર્થ વધારે સારી રીતે "તેજ" થાય નહી. તેજ બોલનો અર્થ અભિમાન બુદ્ધિ એવો થઇ શકતો નથી "તેજ" બોલનો અર્થ અપમાન ખમી નહીં જાય એવો શખસ નહીં થાય, હું તેનો અર્થ માત્ર જુસ્સાવાળો માણુસ એવોજ કરૂં.

અત્રે મી૦ તિલકે એક સંસ્કૃત વાકય બોલી સંભળાવ્યો જે વિષે સાક્ષીએ જણાવ્યું કે તેનો જવાબ આપવાને હું અશકત છું. મી૦ તિલકે તે વાકયો ફરીથી બોલતાં મી૦ જોશીએ કહ્યું કે એમાં તો મરાઠી બોલોને સંસ્કૃતમાં ફેરવી નાખેલા જણાય છે, અને હું તેનો અર્થ આપી શકતો નથી.

મી૦ તિલક–(નામદાર જડજને) તેજ બોલ મારાં તકરારી લખાણુમાં આવે છે તેથી હું એ પુછું છું.

સાક્ષી તેનો ઉતર આપી ન શકયાથી મી૦ તિલકે પુછયું કે સંતાપનો શું અર્થ થાય છે ? જ૦–અંગ્રેજીમાં ઇન્ડીગનેશન એટલે ગુસ્સો.

સ૦–દ્વેષનો અર્થ શું ? જ૦–પેરાનંટ એગર, થાય છે.

સ૦–Evil genius Haunting a man નો તમે. શું અર્થ કરો ? જ૦–માણુસાચ્યા પાઠીમાગે ભુતાસારખા લાગલેલા. જીનીયસનો એકલાનો અર્થ ભૂત પણ થાય.

સ૦–એરર આફ જજમેંટનો શું અર્થ ? જ૦–(વિચાર કરીને) હું એકદમ જણાવી શકતો નથી, જરા વિચાર કરી હું જવાબ આપી શકું.

સ૦–વર્તમાનપત્રોમાં લખવાનું હોય તો એવી રીતે વિચાર કરવા કેમ થોભી શકો ? જ૦–મને વર્તમાનપત્રો સાથે સંબંધ નથી.

મી૦ તિલક–એ શબ્દોનો કાલે જવાબ આપશો ? જ૦–હા.

સ૦–"બુદ્ધિ ચળલી" એવો તેનો અર્થ કરશો ? જ૦–નહી. બાદ સેશન મંગળવાર ઉપર રહી હતી.

---

બીજો દિવસ–મંગળવાર તા૦ ૧૪ જુલાઇ ૧૯૦૮

---

**મી૦ જોશીની વધુ તપાસ–પોલીસ ઇનસ્પેકટર મી૦ સુલીવાનની જુબાની–જડતીમાં મળેલો પોસ્ટ કાર્ડ.**

આગલા દિવસના સરખોજ સઘળો બંદોબસ્ત પોલીસ તરફથી રાખવામાં આવ્યો હતો, કોર્ટનું કામ ચાલે તે આગમજ અંદર ધસારો કરી લોકો ધુસી ગયા હતા. આથી બારણા આગળ ભચડા કચડી થઇ હતી. જેને પોલીસે ઝટ વિખેરી નાખી હતી. સરેસ્તા પ્રમાણે સરકાર તરફના ધારાના હિમાયતીઓ હાજર હતા, જ્યારે મી૦ તિલકે પોતેજ પોતાનો મુકરદમો ચલાવ્યો હતો, પણ તેમને કોર્ટની મંજુરિથી મેશર્સ બેપ્ટીસ્ટા, કરંડીકર, ખાપર્ડે અને કેલકર મદદ કરતા હતા.

**મી૦ જોશીની ઉલટપાલટ તપાસ ચાલુ.**

મી૦ જોશીની ઉલટપાલટ તપાસ મી૦ તિલકે આગળ ચલાવી હતી. એક દસ્તાવેજ રજુ કરી તેમણે સવાલ કર્યો કે એમાં આવેલા "અધિકારીચા વિભાગ"નો અર્થ તમે અંગ્રેજીમાં "ડીસેંત્રીલાઇઝેશન' કરશો કે ?

મી૦ બ્રાન્સને જણાવ્યું કે મી૦ તિલક ઉલટપાલટ તપાસ વખતે પોતા તરફના દસ્તાવેજ રજુ કરે છે ત્યારે તેમને મારી પછી જુરી હજુર ભાષણ કરવાનો હક રહેશે નહી.

નામદાર જડજે, જડજ મી૦ બેટીએ આપેલા એક ચુકાદાનો આધાર બતાવી મી૦ તિલકને મી૦ બ્રાન્સનનો વાંધો સમજાવી કહ્યું કે જો નવા દસ્તાવેજ રજુ કરી તપાસ ચલાવશો તો મી૦ બ્રાન્સનને જુરી હજુર ભાષણ કીધા પછી તમારો ભાષણ કરવાનો હક ગુમાવશો, માટે દસ્તાવેજ રજુ કીધા વગરજ સવાલો પુછો.

મી૦ તિલકે તે મુજબ કરવા કબુલ કીધું હતું અને દસ્તાવેજ બાજુ કરી સવાલો પુછવા માંડયા.

સ૦–અધિકારીચા વિભાગનો અર્થ તમે શું કરશો ? જ૦–તે હું જણાવી ચુક્યો છું.

નામદાર જડજે તે ફરીવાર જણાવવાને સાક્ષીને જણાવ્યાથી તેમણે કહ્યું કે તેનો અર્થ ડીસેંટ્રેલાઇઝેશન આફ પાવર એવો કરું છું.

મી૦ તિલક–અંગ્રેજી બોલ "હેત્રેડનો" શું અર્થ ? જ૦–ધિકાર અને દ્વેષ વચ્ચે ઝાઝો ફરક નથી, એક મરાઠી બોલ છે અને બીજો સંસ્કૃત છે.

સ૦–ઓબસ્ટીનેસીનો અર્થ શું ? જ૦–પરવરસીટી અને સ્ટબ્બોરનનેસ એક પણ થઇ શકે.

સ૦–ઉંબતનો અર્થ શુ ? જ૦–ઓવરબેરીંગ તથા ઇનસોલંટ રૂડ પણ થાય છે. ઇનસોલંટનો અર્થ ઇમ્પરટીનેટ પણ થઇ શકે.

સ૦–હુમેનેટીનો અર્થ શું ? જ૦–મેનકાઇન્ડ.

સ૦–ક્ષુબ્ધનો અર્થ શું ? જ૦–એકસાઇટેડ તરજુમામાં તેનો અર્થ મેં એકઝાસપરેટેડ એવો કીધો છે. મેં તરજુમામાં જે ઇન્સોલંસ બોલ વાપર્યો છે તેનો મરાઠીમાં બોલ મદ છે.

સ૦–ધુંદનો અર્થ ઇનએબ્રીયેટેડ કે બ્લાઇંડ થાય છે ?

જ૦– (શબ્દ કોષ જોઇને) પેહલાનો અર્થ છાકટ અને બીજાનો અર્થ આંધળા એવો થાયછે.

સ૦–મદનો અર્થ શું થાય છે ? જ૦–ગદનો અર્થ હોટીનેસ, તથા એરોગન્સ એવો થાયછે.

સ૦–"અધિકારી મદાને ધુંદ"નો અર્થ સત્તાની ધુંદ એવો પણ થાય છે કે ? જ૦–હા, થઈ શકે. મોનોપોલીનો અર્થ એકના હાથમાં રહેલો અખત્યાર એવો થઇ શકે.

સ૦–અસે ઝાલ્યા ખેરીજ રહાણાર નાહી" નો અર્થ શું ? જ૦–This cannot fail to be. This cannot but be કા પણ થાય.

સ૦–"એ બાયકો શીરજોર ઝાલી આહે" નો અર્થ શું ? જ૦–તેણી ટરમેગંટ છે એટલે કે પોતાના માટીને પણ પોતાના કાબુમાં રાખે છે તેમાં શીરજોરનો અર્થ રેકલેસ નથી થતો. [illegible] કેશમાં ડોમીનીયરીંગ એવો અર્થ આપવામાં આવ્યો નથી. અધિકારી શીરજોર ઝાલે આ હેનો અર્થ officials have become reckless એવો થાય. ડોમીનીયરીંગનો મરાઠીમાં અર્થ હોકમ ચલાવનાર એવો થાય, પણ અમલ ચલાવનાર નહી થાય. શીરજોરપણાનો અર્થ લોરડીંગ ઇટ ઓવર થાય એમ હું ધારતો નથી. તેનો અર્થ હોકમ ચલાવનાર એવો થાય.

સ૦–સાપ સાપ હ્મણુન મારણે એમાં હ્મણુનનો અર્થ શું ? જ૦–સેઇંગ એવો અર્થ થાય છે. મીસ્ટેકીંગ નહી. મીસ્ટેકીંગ અને સેઇંગ એકજ નથી. તેણેશાકર હ્મણુન મીઠ ખાલી એનો અર્થ શાકર સમજી મીઠું ખાધું. એવો થાય. ચોર હ્મણુન મલા મારું નકોનો અર્થ ચોર સમજી મને ના મારો એમ થાય.

ના. જડજ–મને ભુલમાં ચોર માની લઇને એમ નથી અર્થ થતો ? સાક્ષી ખરો અર્થ "ચોર સમજી" એમ થાય છે.

ના. જડજ–એમ ધારો કે અંધારામાં એક જણ મને મળે તેને હું કહું કે "ચોર હ્મણુન મલા મારું નકો" તો તેમાં ભુલમાં મને ચોર સમજી એમ કહેવાની મતલબ નથી થતી ? જ૦–પેહેલો અર્થ ખાલી ચોર સમજી એમ થાય છે તે ઉપરથી ભુલમાં સમજી એમ પણ ગણી શકાય.

સ૦–તમારા તરજુમામાં મરાઠી બોલ સહસ્રારશ્મિનો તરજુમો આપવાનું છોડી દેવામાં આવ્યું છે? જ૦–હા, તેનો અર્થ એક હજાર કીરણવાળો એવો થાય છે. તે ભયંકર તરીકે વાપરવામાં આવ્યો છે તેથી છોડી દેવામાં આવ્યો છે, અંગ્રેજીમાં તે મુકવાની જરૂર નથી.

સ૦–રાજા પ્રજાનો અર્થ શું થાય છે ?

જ૦–રૂલર અને રૂલ્ડ.

સ૦–બચાવીચે સાધનેનો અર્થ મિન્સ આફ પ્રોટેકશન કરવામાં આવ્યો છે તેને બદલે મિન્સ આફ એસ્કેપ નહી થાય કે ?

જ૦–નહી. બચવુંનો અર્થ એસ્કેપ થતો જ નથી. બચાવનો અર્થ પ્રોટેકશન એવો થાય.

સ૦–પોલીટીકલ સાયન્સનો અર્થ શું ?

જ૦–રાજ્યનીતિચે શાસ્ત્ર અથવા રાજ્યધર્મશાસ્ત્ર પણ થાય, The scripture laying

down the duties of a king નો અર્થ રાજનીતિશાસ્ત્ર નહી થાય, તેનો અર્થ એક રાજ કર્તાને માથે નાંખવામાં આવેલી ફરજ એવો થાય છે.

સ૦-રાષ્ટ્રવધનો અર્થ નેશનલ એસેસીનેશન એવો કીધો છે કે ? જ૦-હા. કીલીંગ પણ થઇ શકે, એ તરજુમો મેં કીધો નથી.

સ૦-હુલનો અર્થ શુ ? જ૦-ગભરાટ.

સ૦-૨ જી જુનવાળાં બોંબ ફેંકવાની બાબતનાં લખાણમાં The world goes on without a hitch વાકય આવ્યો છે તેનો ખરી રીતે તરજુમો આપ્યો છે ?

જ૦-નહી; તરજુમો કરવામાં ભુલ થઇ છે World બોલ વાપરવામાં ભુલ છે.

સ૦-કડવાનો અર્થ શું થાય છે ?

જ૦-જંગલી; સખત દીલનો તેનો મુખ્ય અને નજીવા અર્થ તે શું તે હું સમજી શકતો નથી. સેવેજને ઠેકાણે હાર્શ બોલ પણ મુકી શકાય, સ૦-પૌરુષનો અર્થ મેનહુડ કરવામાં આવ્યો છે ?

જ૦-હા, તેનો અર્થ મેન પણ થાય છે પણ અહીં મેનહુડ પસંદ કરવામાં આવ્યો છે. લખાણમાં પૌરુષાચા વધ એવો બોલ આવ્યોછે, જેનો અર્થ માણુસાઇપણાને મારી નાખવું એવોજ થાય છે. માણુસને મારી નાંખવું એવો થતો નથી,

સ૦-When once the people of India become emasculated it would be long before you can take them to recover their manliness એનો અર્થ શું ?

જ૦-એકદા હિંદુસ્થાન લોકાંચે મર્દાનીપણા નાહીંસા ઝાલા હ્મણુજે ત્યાંચે પૌરુષ ત્યાંના પરત પ્રાપ્ત કરુન દેણ્યાસ પુષ્કળ વેળ લાગેલ. આ વાકયમાં મેન્લીનેસનો અર્થ પૌરુષ કીધો છે; ઇમેસ્કુલેટેડનો અર્થ મોલ્સવર્થના શબ્દ કોષમાં ખશી કરેલું આપ્યો છે.

સ૦-આર્બીટરી બુરેક્રેસીનો શું અર્થ ? જ૦-કાયમ એક ઠેકાણે નહી રહેતો ઉપરી અધિકારી વર્ગ. નાહકનો અંગ્રેજી અર્થ અનફેરલી છે. તેનો અર્થ હક વગરનો અથવા ગેરવાજબી પણ થાય, ( શબ્દ કોષમાં જોઇને ) કોઝલેસ્લી એવો પણ થાય.

સ૦-હિતશતરુનો અર્થ શું ?

જ૦- એક જણનાં સુખનો વેરી એવો થાય છે બેમરવત એવો પણ કાંઇક થઇ શકે. એ બોલ એવો કાંઇ ખ્યાલ આપે છે કે એક માણુસ બાહારથી તો મિત્ર ગણાવાતું ડોળ ધાલતો હોય પણ તે અંદરખાનેથી દુસ્મન હોય. મિત્રના સ્વરૂપમાં ખોટી રીતે સજ થયેલો શતરૂ એવો અર્થ આપવામાં આવેલો મેં જોયો નથી.

સ૦-વક્રદૃષ્ટિ એટલે શું ? જ૦-ખરાબ નજર ગેરમેહરબાની એવો અર્થ તાણીતોડીને કીધેલો ગણાશે. તેંચી આમચ્યાવર વક્રદૃષ્ટિ આહે નો અર્થ તે મારા પ્રત્યે ખોટી નજરથી જોય છે એમ થાય. ઇતરાજી થઇ છે એવો અર્થ છુટથી કર્યે તો થાય. સરકારચી લોકાવર વક્રદૃષ્ટિ આહે નો અર્થ સરકાર લોકો તરફ ખોટી નજરથી જોય છે એવો થાય.

ના. જડજ-સરકારની લોકો ઉપર ગેરમેહરબાની ઉતરી છે એવો નહી થાય ?

જ૦-એવો પણ થઇ શકે.

સ૦-ગળયાળા મીઠી મારણેનો અર્થ શું ?

જ૦-બીજાની ગર્દન ઉપર હથિઆર ફેંકવાં એમ થાય છે.

ના. જડજ-ત્યારે તરજુમામાં ભુલ થઇછે?

જ૦-નહી, ઘણો નજીવો ફરક છે.

### ધકામુકી.

આજે બપોરે કોરટ ખાણું માટે ઉઠતાં સરવેને કોરટમાંથી બાહાર કહાડી કોરટના બારણાં બંધ કરવામાં આવ્યાં હતાં. તથા છેક સવા ત્રણ વાગે બારણા ઉઘાડી બેઠકો થઇ શકે તેટલાઓને અંદર દાખલ થવાની પરવાનગી આપવામાં આવી હતી, જ્યારે કોરટની બાહાર જમા થયલા ટોળાંએ અંદર દાખલ થવા માટે એકદમ ધસારો કીધો હતો. જેનું પરિણામ સવારની પેઠે બખેડા

ચકડી થવામાં અને બારણાનો એક કાચ ભાંગી જવામાં આવ્યું હતું.

**મી૦ તિલક સામે મુંબાઇ ગેઝેટમાં ટીકા.**

ખાણાં પછી કોર્ટ પાછી બેસતાં નામદાર જડજનું ધ્યાન મી૦ તીલક તરફથી મુંબઇ ગેઝેટના આગલા દિવસના અંક ઉપર ખેંચી જણાવ્યામાં આવ્યું કે તેમાં એવી ટીકા કરવામાં આવી છે કે 'મી૦ તિલક, સાક્ષી જાણે ઇનામ મેળવવાની હરિફાઇની પરીક્ષા આપવા હાજર થયો હોય તેમ તેઓની તપાસ ચલાવે છે" એ ઉપરથી નામદાર જડજે મી૦ તિલકને જણાવ્યું કે તમારી મરજીમાં આવે તેવી રીતે સાક્ષીઓની ઉલટપાલટ તપાસ ચલાવવાને તમો મુખત્યાર છો. હું તમારા માર્ગમાં કોઇ પણ રીતની હરકત થયલી જોવાનું ઇચ્છતો નથી. તમો તરફથી કરવામાં આવતી તપાસથી કોર્ટની ધીરજ ખુટવાની જે વાત જણાવ્યામાં આવી છે તે તદન કલ્પિત છે. તમારૂં પુરતી ધીરજથી સાંભળવાને અમો તત્પર છીએ મુંબઇ ગેઝીટમાં આવેલી ટીકા જોઇ હું દીલગીર છું તથા ઉમેદ રાખું છું કે એવી ટીકા ફરીવાર કરવામાં આવશે નહી.

**મી૦ તિલકને બનતી સગવડ કરી આપવાની કોર્ટની ઇચ્છા.**

મી૦ તિલકે કોર્ટની કાયદાની લાયબ્રેરીમાંની કેટલીક ચોપડીઓનો ઉપયોગ કરવા દેવાની તથા પોતાના ધારાના હિમાયતીઓ કોર્ટના વખત પછી પોતાને સલાહ આપવા માટે મળી શકે તે માટેનો બંદોબસ્ત કરવાની અરજ કીધી હતી. તેના જવાબમાં નામદાર જડજે જણાવ્યું કે કોર્ટની કાયદાની લાયબ્રેરીની ચોપડીઓ તમને આપવાના સંબંધમાં હું દીલગીર છું. હું કાંઇ કરી શકતો નથી, કારણ કે તે લાયબ્રેરી ઉપર મારૂં કાંઇ ચલણ નથી, તમો જે કોઇ ચોક્કસ ચોપડી મો કહો અને તે જો હું મેળવી શકું એવું હોય તો હું તમને દરેક રીતે મદદ કરવાને ખુશી થઇશ. તમો ઇચ્છો તે ધારાના હિમાયતીઓની તમને સલાહ મેળવવાના તમારા માર્ગમાં કોઇ પણ રીતનો અટકાવ નાખવામાં આવશે નહી તથા તે માટે તમને દરેક રીતની સગવડ લાગતા વળગતાઓ કરી આપશે.

**મી. જોશીની વધુ ઉલટપાલટ તપાસ.**

સ૦–એક મુખીનો અર્થ શું? જ૦–એક બાજુનું. તરજુમામાં તેનો અંગ્રેજી બોલ એોટો ક્રોટીકટ મુકવામાં આવ્યો છે. શબ્દ કોષમાં એવો બોલ નથી. તે ઉપજાવી કહાડેલો લાગે છે. એ બોલ મેળવીને એક કરવામાં આવ્યો છે.

સ૦–સદનશીરનો અર્થ શું? જ૦–રાજબ ધારણ એ પણ નવો ઉપજાવેલો બોલ છે.

સ૦–અડવણીઆ માર્ગનો અર્થ શું? જ૦–હાલમાં એ બોલનો અર્થ ગુપચુપ સતાવાળાઓની સતાનો અનાદર કરવો એવો થાય છે.

સ૦–અહિષ્કારનો અર્થ બોયકોટ થાય છે? જ૦–હા, એ શબ્દ કોઇ પણ શબ્દ કોષમાં મળે એમ હું ધારતો નથી. એ બોલો હમણાંજ વપરાવા લાગ્યા છે. મરાઠી ભાષા ખીલતી જાય છે. નવા બોલોના સંબંધમાં શબ્દકોષો ઉપર આધાર રાખી શકાય નહી.

સ૦–એરર આફ જજમેંટનો અર્થ શું? જ૦–વિવેક ભ્રમ બોલ મેં હમણાંજ ઉપજાવ્યો છે.

સ૦–બુદ્ધિ બોલ સંસ્કૃત વિવેકની બરાબર છે? જ૦–હા. વિવેક ભ્રષ્ટનો અર્થ જેની વિચાર શક્તિ નાશ પામી હોય તે શખશ જેની વીચારશક્તિ નબલી પડી ગઈ હોય એમ પણ થાય છે. વિવેક ભ્રષ્ટને બદલે બુદ્ધિભ્રષ્ટ ચાલી નહી શકે.

ના. જડજ–બુદ્ધિભ્રષ્ટનો અર્થ શું? જ૦–જે સખસનું મગજ આડે માર્ગે દોરવાયું હોય તે સખસ.

સ૦–મરાઠી વર્તમાનપત્રોમાં સામાન્ય રીતે કેવા વિચાર દર્શાવવામાં આવે છે તેથી તમે વાકેફ છો? જ૦–હા.

સ૦–મરાઠી પત્રોમાં બે પક્ષ અથવા વધુ તડાં પડી ગયલાં તમારાં વાંચન ઉપરથી તમને જણાય છે? જ૦–એ એક સરકારી ખાનગી ખબર હોવાથી હું તે જણાવી શકતો નથી.

ના. જડજ-એમાં સરકારને શું લાગેવળગે તથા ખાનગી ખબર જેવું શુ હોય? તમારે એટલુંજ જણાવવાનું છે કે, મરાઠી ભાષા વાંચનાર કોઇ પણ સાધારણ માણસ મરાઠી પત્રોમાં આવતી બાબતો વાંચી કેવું અનુમાન ખેંચી શકે?

સાક્ષી-મરાઠી પત્રોમાં તડ પડી ગયાં છે.

મી૦ તિલક-કેટલા પક્ષો પડી ગયા છે?

જ૦-ત્રણથી ચાર. એક પક્ષનું આગેવાન પત્ર કેસરી છે; બીજું પત્ર ઇંદુ પ્રકાશ છે, ત્રીજા પક્ષનું આગેવાન સુધારક, અને સુબોધ પત્રિકા ચોથા પક્ષનું છે.

## સાક્ષીની ફરીની તપાસ.

મી૦ તિલકે ઉલટપાલટ પુરી કરેલી જણાયાથી મી૦ બ્રાન્સને સાક્ષીની ફરીવાર તપાસ ચલાવી હતી. તેમાં તેમણે જણાવ્યું કે તરજુમા ખાતાંમાં દશ વરસ થયાં હું છું તે દરમ્યાન તેમાં કરવામાં આવતા તરજુમાઓથી હું સંતોષ પામ્યો છું. સ્ટબઓર્નનેસનો મરાઠી શબ્દ દુરાગ્રહ છે. એસેસીનેશનને મળતો આવતો મરાઠી શબ્દ વધ છે. તરજુમામાં એસેસીનેશન વાપર્યો છે તે કીલને બદલે વધુ બેસતો છે. કેસરી પત્ર આકરા વીચાર ધરાવનારાઓ અથવા નેશનલીસ્ટ પક્ષનું છે. તેનો અધિપતિ આરોપી છે.

ના. જડજ-(મી૦ બ્રાન્સનને) તમારો આ સવાલ ઉલટપાલટ તપાસમાંથી કેવી રીતે ઉભો થયેલો ગણી શકાય? કેમકે આરોપીએ માત્ર જુદા જુદા પક્ષોના વાજીંત્રો વિષે સવાલો પુછયા હતા અને તેના અધિપતિઓ વિષે કશું પુછયું નહતું.

મી૦ બ્રાન્સને એ ઉપરથી એ સવાલો પુછવાનું માંડી વાળ્યું હતું.

મી૦ તિલકે જણાવ્યું કે "કેસરી" પત્રના માલેક, અધિપતિ તથા પ્રગટ કર્તા હોવાનો હું સ્વીકાર કરૂં છું તથા તેમાં આવેલા બધા લખાણો જે અત્રે રજુ કરવામાં આવ્યા છે તે માટેની સઘળી જોખમદારી હું મારે માથે કબુલ રાખું છું.

એ પછી કેસરી પત્ર મુંબઇમાં ફેલાવું હોવાને લગતી જુબાનીઓ લેવામાં આવ્યા પછી

## પોલીસ ઇન્સ્પેકટર મી૦ સુલીવાનની જુબાની.

લેવામાં આવી હતી. મી૦ બ્રાન્સનની તપાસમાં સાક્ષીએ જણાવ્યું કે પુણામાં બજાવવા માટે મેં મુંબઇથી વારંટ મેલવ્યું હતું. મી૦ તિલકના મકાન તથા છાપખાનાની જડતી લેવાનાં તે વારંટ હતા. પુણામાં મી૦ દેવીડે વારંટ બજાવ્યું હતું. હું પણ પુણે ગયો હતો. જડતીનું વારંટ બજાવ્યું ત્યારે હું હાજર હતો મી૦ કેલકર તે વેળા હાજર હતા,

## પુરાવા તરીકે પોસ્ટ કાર્ડ.

સાક્ષીએ આગળ ચાલતાં જણાવ્યું કે જડતી વેળા અમને એક પોસ્ટ કાર્ડ મળ્યો હતો. તે આ મને બતાવવામાં આવે છે તેજ છે. એક લખવાની ટેબલનાં ખાનામાંથી તે હાથ લાગ્યો હતો. કાર્ડ આફીસના મકાનમાંથી મળ્યો હતો. તે મેં મેસર્સ પાવર, દેવીડ તથા કેળકરને બતાવ્યો હતો, અને મેં તે રાખ્યો હતો. માજીસ્ટ્રેટને દેખાડયો ત્યાં સુધી તે મારા પાસે હતો. કાર્ડ ઉપર મી૦ કેળકરે જાતમાં પોતાની સહી કરી હતી.

નામદાર જડજ-(મી૦ તિલકને) આ કાર્ડ વિશે તમે શું કહો છો? છતાં હું તમને ખુલ્લું કહું છું કે એનો જવાબ આપવો કે નહીં તે તમારી મુનસફી ઉપર છે

મી૦ તિલકે જણાવ્યું કે એ કાર્ડ કેવી રીતે મળ્યો હતો તે સવાલ બાજુએ મુકતાં એ કાર્ડને મુકરદમા સાથે લાગતું વળગતું નહી હોવાથી તે પુરાવા તરીકે રજુ કરવામાં આવે તે સામે હું વાંધો લઉં છું.

ના. જડજ-હું તમારો વાંધો સ્વીકારી શકતો નથી અને કાર્ડને પુરાવા તરીકે દાખલ કરૂંછું.

અત્રે મી૦ બ્રાન્સને કાર્ડ ઉપર સળગી ઉઠે એવી ચીજોને લગતી સમજ આપનારી બે ચોપડીઓ તથા તેના ગ્રંથકારોના નામો નોંધી લેવામાં આવ્યા હતા તે વાંચી સંભળાવ્યા હતા.

### મી૦ સુલીવાનની ઉલટપાલટ તપાસ.

મી૦ તિલકની ઉલટપાલટ તપાસમાં મી૦ સુલીવાને જણાવ્યું કે, મને જડતીમાં મળેલા બીજા ઓચરયાંઓ પણ હું મુંબઇમાં લાવ્યો હતો.

મી૦ તિલક–તે ઓચરયાં રજુ કરશો ?

મી૦ બ્રાન્સને તે રજુ કરવાનું માથે લીધું હતું.

મી૦ તિલક–(સાક્ષીને) મારી ખાસ લાયબ્રેરીમાં ગયા હતા ?

જ૦–લાયબ્રેરી કઇ તે હું જાણતો નથી. લખવા વાંચવાનો એક જુદો ઓરડો હતો. બીજાં ઓચર્યાં પણ પોસ્ટકાર્ડવાળા" ઓરડામાંથી મલી આવ્યાં હતાં. કાર્ડ મથાળેથી મલ્યો કે વચ્ચેથી તે હું કહી શકતો નથી મેં પત્રો ખાનામાંથી એકેક પછી કહાડવા માંડયાં હતા તેમાં આ કાર્ડ મલી આવ્યો હતો. ખાનામાં કેટલાં પત્રો હતાં તે હું કહી શકતો નથી. પણ ખાનું બધું ભરાયલું હતું. જે કાગળો મલ્યા તેની ટીપ મેં ઉપજાવી કહાડી છે. પંચનામું પણ કરવામાં આવ્યું હતું. એ પંચનામાની નકલ સાક્ષીએ મી૦ તિલકને આપી હતી. કાર્ડવાળાં ખાનામાંથી કેટલા કાગળો મલ્યાં તેની મને યાદ નથી. મને એટલી યાદ છે કે મરાઠી પત્રોમાંથી કાપેલી થોડીક કાપલીઓ મલી હતી. પંચનામામાં જુદી જુદી ચીજો તારવી કહાડી બનાવવામાં આવેલી ટીપમાં જુમલો ૬૩ નો નાખવામાં આવ્યો છે તે સિવાય વધુ હું કશું કહી શકતો નથી.

કોર્ટનો વખત થયેલો હોવાથી વધુ તપાસ બીજા દિવસ ઉપર મુલતવી રાખી કોર્ટ ઉઠી હતી.

નામદાર જડજે જુરીના ગ્રહસ્થોને વિદાય કરતાં જણાવ્યું કે તમારા હાથમાં ફરિયાદ પક્ષ તરફથી કેસરી પત્રમાં આવેલાં કેટલાંક તકરારી લખાણોના અંગ્રેજી તરજુમાં મુકવામાં આવ્યા છે તે વાંચીને તયાર થઇ આવવાની હું તમને ભલામણ કરીશ કે જેથી કોર્ટમાં એ લખાણો બાબે જે કાંઇ બોલાય તે સમજી તેનું તમો બરાબર તોલ કરી શકો.

---

### ત્રીજે દિવસ–બુધવાર તા૦ ૧૫મી જુલાઇ ૧૯૦૮

### જડતીવાળાં ઓચર્યાં–મી૦ તિલકનું ભાષણ.

આજે આ તપાસ આગળ ચાલતાં રીતસર સઘળા ધારાના હિમાયતીઓ વિગેરે હાજર હતા; મી૦ તિલકની મદદમાં મેશર્સ બેપ્ટીસ્ટા. ખાપર્ડે અને કેલકર હાજર હતા. આજે પણ લોકોની ગીરદી પુશ્કળ થઇ હતી પણ કશું અસાધારણ થવા પામ્યું ન હતું.

### મી૦ સુલીવાનની વધુ ઉલટપાલટ.

આગલે દિવસે ઇશારો કરવામાં આવેલાં જડતી દરમ્યાન મળેલાં ઓચર્યાંનાં સીલ કીધેલા ચાર બંડલો રજુ કીધાં હતાં. નામદાર જડજની પરવાનગીથી તે એક બાજુએ ખોલાવી મી. તિલકે તપાસ્યાં હતાં જેમાં હિસાબના ચોપડા, કેટલાંક ચોપાનિયાં અને કેસરી પત્રની નકલો વિગેરે હતું તે તપાસી લઇ મી૦ તિલકે જણાવ્યું કે મારી ટેબલનાં ખાનાંમાંથી લઇ જવામાં આવેલાં ઓચર્યાં અત્રે જોવામાં આવતાં નથી.

ના. જડજ–(મી૦ સુલીવાનને) બધાં ઓચર્યાં લાવવા કહ્યા છતાં શા માટે તે લાવ્યામાં આવ્યા નથી ?

મી૦ બ્રાન્સન–વડા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ પાસે તે હતાં અને તેમણે એટલાંજ મોકલી આપ્યાં છે.

ના. જડજ–આ બાબત ઉપર બરાબર ધ્યાન નહી આપવાથી કોર્ટ તથા જુરીને નકામો વખત ગુમાવવો પડે છે.

મી૦ બ્રાન્સન–તે લાવવા માટે એક માણસ મેં મોકલી આપ્યું છે તે હમણાં લઇ આવશે એવી હું ઉમેદ રાખું છું

મી૦ સુલીવાને તે પછી મી૦ તિલકની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવ્યું કે, સીંહગઢમાં મી૦ તિલકનાં મકાનની જડતી લેવા હમો ગયા હતા. તે માટે વારંટ એકજ હતું. વારંટમાં સીંહગઢ કોણે ઉમેર્યું છે તે હું જાણતો નથી. માજીસ્ટ્રેટને સાંથી આવેલાં ઓચર્યાં તપાસતાં તેમાં એ વારંટ મલ્યું ન હતું. હું કોઇ માણસને ત્યાં

લઇ ગયો ન હતો. એ કબાટો તાળાં ભાંગીને ઉ ઘાડી હતી. પણ તે પાછા બરાબર કીધાં ન હતાં.

મી૦ તિલકે જણાવ્યું હતું કે મી૦ સુલી વાનની તપાસ ખતમ કરૂં છું. પાછળથી ઓચ ર્યાં તપાસી તેની વધુ તપાસ ચલાવીશ.

નામદાર જડજે તે સામા વાંધો લીધો ન હતો.

મી૦ તિલકે જણાવ્યું કે મારો ખુલાસો હું કરવા માગું છું પણ તે પેહેલાં બાકીનાં ઓ ચર્યા હું જોવા માગું છું, કે જોઇને મારા ખું લાસામાં તે વિષે ઇસારો કરી શકું.

ના. જડજ–ફરિયાદપક્ષ પોસ્ટ કાર્ડ સિવાય બીજા કોઇ પણ પત્રનો આધાર લેવા માંગતો નથી.

મી૦ તિલક–તે છતાં હું બાકીનાં ઓચર્યા જોવા માગું છું, અને જરૂર પડવે તેમાંના કેટલાં ક મારા બચાવ તરીકે રજુ કરવા માંગું છું, તે થી મારા બચાવમાં છેવટનું ભાષણ કરવાનો મા રો હક જતો રહેશે પણ તે હક છોડી દઇને પ ણ ઓચર્યા રજુ કરવાના ઠરાવ ઉપર હું આવ્યો છું.

પંચનામાની ટીપ સાથે સરખાવી જોઇ મી૦ તિલકે જણાવ્યું કે મારી ટેબલનાં ખાનામાંના મારા પત્રો, તારના સંદેશાઓ વિગેરે અત્રે લાવવામાં આવ્યા નથી.

નામદાર જડજે જણાવ્યું કે મને એવી ખબર આપવામાં આવી છે કે, બાકીનાં ઓચર્યા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટની કોર્ટમાં મળતાં નથી, ટીપમાં જણાવેલા નંબર ૧૯ થી ૫૨ સુધીનાં કોઇ પણ ઓચર્યાં અત્રે રજુ કરવામાં આવ્યા નથી, તેમાંથી માત્ર ૪૬ નંબરનો પોસ્ટ કાર્ડ રજુ કરવામાં આવ્યો છે. મને જણાવ્યામાં આવે છે કે, ઓચર્યાં આ કોર્ટના કલાર્ક આફ ધી ક્રાઉનની ઓફીસમાં લાવવામાં આવ્યાં હતાં તથા વડા પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટની કોર્ટના કલાર્કને એ પત્રોની કી આગલથી ખસતું નહી એવું જણાવ્યામાં આવ્યું હતું તે છતાં તે છોડી ગયો હતો.

મી. બ્રાન્સને જણાવ્યું કે આ બાબતની નોંધ લેવી, કે જે કે મકાન માંથી મળી આવેલાં ઓચર્યાંમાંથી પોસ્ટ કાર્ડ સિવાયનું એકપણ ઓચર્યું ફરીયાદપક્ષ તરફ રજુ કરવામાં આવ્યું નથી તે છતાં આરોપી તરફથી ગુમાયલા ઓચર્યાંઓના સંબંધમાં મોટી થાપણ કરવામાં આવે છે તથા તેની ગેર હાજરીમાં આરોપી પોતાનો ખુલાસો કરવાની ના પાડે છે.

નામદાર જડજના પુછવાથી મી૦ તીલકે જણાવ્યું કે એ પત્રોમાંના કેટલાંક ઉપરથી અત્રે રજુ કરવામાં આવેલા પોસ્ટ કાર્ડના સંબંધમાં અજવાળું પડી શકે એવું લાગતું હોવાથી એ ઓચર્યાં મલ્યા આગમજ મારો ખુલાસો નહી ક રવાનો મેં ઇરાદો જણાવ્યો હતો.

આ ગરબડ ચાલતી હતી તેટલામાં બાકી નાં ઓચર્યાં કોર્ટમાં લાવવામાં આવ્યાં હતાં. ના મદાર જડજની પરવાનગીથી તે તપાસવા બાદ મી૦ તિલકે

## મી૦ સુલીવાનની ઉલટપાલટ

તપાસ ચલાવી હતી. તેણે જણાવ્યું કે આમાંના કેટલાંક ઓચર્યાં ટેબલ ઉપર અને કેટલાંક ખા નામાં હતાં. ઘણાખરા હાથના લખેલા કાગળો ટે બલ ઉપર અને વર્તમાનપત્રોના કાપલા વિગેરે ખાનામાંથી મલ્યા હતા. અમુક નંબરવાળાં ખાના માંથી અને અમુક ટેબલ ઉપરથી મલ્યાં હતાં તે હું કહી શકું તેમ નથી. મકાનની જડતીનાં વારંટ ઉપર પહેલી સહી સીટી માજીસ્ટ્રેટની તા૦ ૨૪ મી જુને લેવાઇ છે. સાંજે તે મુકવામાં આ વી હતી. મકાનની જડતી સહી મળ્યા પછી બી જે દીવસે સવારે લીધી હતી. પુણાના મકાનની જડતી નવ અને દશની વચે પુરી કીધી હતી. બાર વાગે સિંહગઢ જવા ઉપડયા હતા ત્યાંથી કાંઇ મલ્યું ન હતું.

મી૦ તિલકની માંગણી ઉપરથી સઘળાં ઓચર્યાં નામદાર જડજે એકઝીબીટ તરીકે દા ખલ કીધાં હતાં.

મી૦ તીલકે મી૦ સુલીવાનની તપાસ અ ત્રે પુરી કરી હતી અને મી૦ બ્રાન્સને ફરીયાદ પક્ષનો મુકરદમો ખલાસ થયેલો જણાવ્યો હતો.

અત્રે મી૦ તીલકને પોતાનો ખુલાસો કર વાનું જણાવવામાં આવતાં તેમણે જણાવ્યું કે મારો ખુલાસો તૈયાર છે પણ તેમાં થોડાંક વા કયો હું અહીં તહીં ઉમેરવા માંગું છું. જે મા ટે એક કલાકનો મને વખત જોઇએ છે. આથી હમણાં બે વાગેલા હોવાથી કોર્ટ હમણાં ઉઠી ત્ર ણ વાગે પાછી મળશે તો હું મારો ખુલાસો ર જુ કરી શકીશ.

ના. જડજ–(જ્યુરરોને) ખાણાંનો વખત એવી રીતે ફેરવવાનું બની શકશે કે કેમ તે એ ક સવાલ છે.

મી૦ તિલક–ત્યારે સાડાત્રણ વાગે કોર્ટ પા છી મેળવવાનું ઠરાવો.

જ્યુરીનો ફોરમેન–અમો ખાણું લઇ ત્રણ વાગતામાં આવવાની કોશેશ કરીશું.

આ ઉપરથી નામદાર જડજે કોર્ટ ત્રણ વાગા ઉપર મુલતવી રાખી હતી.

**મી૦ તીલકનો લેખીત ખુલાસો.**

ખાણાં પછી કોર્ટ બેસતાં મી૦ તીલકે ની ચે મુજબ પોતાનો લેખીત ખુલાસો વાંચી સંભ ળાવ્યો હતોઃ—

પુણા ખાતે દર મંગળવારે પ્રગટ થતાં "કેસરી" પત્રનો હું અધિપતિ, પ્રગટ કરનાર, છાપનાર તથા માલેક છું તથા માલેક તરીકે તે માં આવેલાં જે લખાણોના સંબંધમાં મારા ઉ પર આરોપો મુકવામાં આવ્યા છે તેની જોખમ દારી હું પુરેપુરી સ્વીકારૂં છું.

રાજદ્વારી બાબતો ઉપર તકરાર કરતી વે ળા વપરાતા અંગ્રેજી બોલોને અનુકુળ થઇ પડ તા મરાઠી બોલો છે તેની મેં નીચલી ટીપ તૈ યાર કીધી છેઃ—

| | |
|---|---|
| રાજ્યકર્તા અધિકારી વર્ગ.<br>ગોરા અધિકારી વર્ગ.<br>સરકારી અધિકારી વર્ગ.<br>અંગ્રેજી અધિકારી વર્ગ. | Bureaucracy. |

જુલમી–Despotic.

માથેફિરૂ–Fanatic.

તેજ–Mettle or Spirit.

આવેશ–Enthusiasm.

દ્વેષ–Intensity of feeling.

ચીડ–Wounded self-respect or sense of honour.

એકમુખી–Absolute.

અનિયંત્રિત–Uncontrolled.

અડવાણીયા માર્ગ–Passive resistance

ભૂત–Evil genius.

વ્રતભ્રષ્ટ–Fallen from observance

બુદ્ધિભ્રંશ–Error of Judgment.

આતતાયી–Felonious.

કડવી—Stern.

પૌરૂષ—Manliness.

પૃથક વાટણી—Decentralisation.

એવીજ જાતના બીજા કેટલાક બોલો તથ ફકરા આવ્યા છે, પણ લંબાણ થાય તેથી કરી તે અત્રે મેં દર્શાવ્યા નથી.

હાલમાં હિંદમાં જે રાજદ્વારી સુધારાઓ કરવાની જરૂર છે તે સંબંધમાં મારા વિચારો મેં ગયા માર્ચ માસમાં પ્રાંતિક સરકારોની સત્ત માં વધારો કરવાના સવાલ ઉપર વિચાર ચલા વા માટે નીમવામાં આવેલાં કમીશન સન્મુખ નીચે મુજબ દર્શાવ્યા હતા.

"ફક્ત સતા એક અમલદારના હાથમાંથ લઇ બીજાના હાથમાં આપ્યાથી આગલા વખ માં રાજકર્તા તથા રૈયત વચ્ચે જે એખલાસ ભ રેલો સંબંધ હતો તેવી લાગણી પાછી ઉભી વાની કાંઇ આશા ઉભી થતી નથી, અંગ્રેજી ભણતરને સબબે લોકોમાં નવી ઉમેદો તથા આ શાઓ ઉભી થઇ છે તથા જ્યાં સુધી આ પ્ર કીય ઉમેદો પાર પાડવામાં નહી આવશે ત્યાં સુ ધી અમલદારોની સતાની ગમે તે પ્રકારની વેં ચણી કરવામાં આવે તેથી અમલદારો તથા લો કો વચ્ચેનો અંતર દુર થશે એવી વકી રાખવ ફોકટની છે. જે બીગાડો થતો હોવાની ફર્યાદ ક વામાં આવી છે તેનો એ કાંઇ ઇલાજ નથી તેમજ તેમાં એ કાંઇ સુધારો કર શકે એવું નથી, તેમજ સતાની વેંહેંચણી ક

મલામણુ લોકો અથવા તેઓના આગેવાનો
કરવામા આવી નથી. સત્તાની વહેંચણી
ખુદ કેટલાક મોટા અમલદારોમાં કાંઇ
ઉલટ વખતે આવે પણુ રાજકર્તા
જા વચ્ચે જે અંતર વધતો જાય છે તે
વાને તે કામે લાગશે નહી, સીવાય કે હિં
ક રાજકર્તા દેશની સપાટીએ લાવવાની
ખાં ડાહાપણ ભરેલી ઉદારતા તથા બહોળી
ષ્ટથી કામ લઇ લોકોને પોતાના દેશના
ામાં વધુ અને વધુ અસરકારક હીસ્સો
માં આવે
જે લખાણો રીતુરી ગણી મને અત્રે ઉભો
આવ્યો છે તેમાં મેં ઉપલા વિચારો
ની કોશેશ કીધી છે.

**સ્ટ કાર્ડના સંબંધમાં ખુલાસો.**

જુ કરવામાં આવેલા પોસ્ટ કાર્ડના સંબં
ારો ખુલાસો એ છે કે ફાટી ઉઠતી ચી
ગનો કાયદો હિંદી સરકારે પસાર કીધો
તે ઉપર તથા ખાસ કરી ફાટી ઉઠનારી
કાણુને ગણુની તે નકી કરનારી કલમ ઉ
। કરવાની મારી ખાહેશ હતી. તે માટે
। ભેગી કરવાની જરૂર હતી. અને તેથી
પોસ્ટ કાર્ડ ઉપર મેં જે પુણા કે મુંબઇ
બેરીઓમાંથી નહી મળે તો ઇંગ્લંડથી
ની મતલબથી મારી લાઇબ્રેરીમાં મળે
ાડીનાં એક કેટેલોગમાંથી બે ચોપડીનાં
ખી લીધાં હતાં.

ા૦ ૯ મી જુનનું લખાણ એવું બતાવ
કરવામાં આવ્યું છે કે બોંબ ફેંકાતા અ
માટે સરકાર તરફથી જાપતાના ઉપાયો
આવે તે એકલા કદી અસરકારક થઇ પ
મારાં વાંધો લેવામાં આવેલાં લખાણ
રાજદ્વારી બાબત ઉપર ચાલતી ટીકાને પ
મેં લખ્યા હતાં એવું મારા કહેવાના ટે
દનાં જે જુદાં જુદાં પત્રોમાં વિવેચન ક
બાવ્યું છે તે પત્રો હું રજુ કરું છું. આ
ણોમાં મેં પ્રમાણિકપણે મારા વિચારો દ
છે. હું પોતાને બીનગુનાહ જણાવું છું

તથા મને છોડી મુકવાની અરજ કરું છું.

મી૦ બ્રાન્સને ઉપલાં પત્રો રજુ કરવા દેવા સામે વાંધો લેતાં જણાવ્યું કે, હિંદના બીજા પત્રોએ શું કહ્યું છે તે બતાવવા માટે હિંદના જુદા જુદા ભાગોનાં પત્રો આ મુકરદમામાં કેવી રીતે લાવવા દઇ શકાય? એ તો ખાસું મુકદમો લંબાવવા જેવું છે.

નામદાર જજ-અત્યાર સુધીમાં આરોપીએ ખાલી મુકદમો લંબાવવા માટેની કાંઇ પણુ કોશેશ કીધી નથી. આરોપી જુરી સન્મુખ ભાષણુ કરતી વેળા આ મુકરદમાને લાગતું વળગતું નહી એવુ કાંઇ પણુ બોલે અથવા એવા પત્રો ઉપર વિવેચન કરે તે વેળા તમો વાંધો લઇ શકશો,

ખોલાસો વાંચ્યા પછી કોરટના પુછવાથી મી૦ તિલકે જણાવ્યું કે હું મારા તરફથી કાંઇ પણુ જુબાની રજુ કરવા માંગતો નથી.

**જુરી હજુર છેવટનું ભાષણ કરવાનો હક,**

બાદ જુરી હજુર છેવટનું ભાષણુ કરવાનો હક ફરિયાદ પક્ષને છે તે ઉપર તકરાર ચાલી હતી.

પ્રથમ ભાષણુ એડવોકેટ-જનરલ મી૦ બ્રાન્સને કરવું જોઇએ એવું મી૦ તિલકે જણાવતાં નામદાર જજે યાદ આપી કે સવારના તમે એકઝીબીટ રજુ કીધી તે વેળા મેં તમને ખુલી ચેતવણી આપી હતી કે એકઝીબીટ રજુ કરવથી જુરી હજુર છેલ્લું ભાષણુ કરવાનો હક તમને છોડી દેવો પડશે. મેં તમને તે વેળા ખુલ્લુ જણાવ્યું હતું કે આ કોર્ટના એક જડજ મી૦ બેટીએ એવો આગળ ચુકાદો આપ્યો છે.

મી૦ તિલક-પણુ તે પછી કલકત્તાની હાઇ કોર્ટના એક જડજે તેથી જુદોજ ચુકાદો આપ્યો છે.

મી૦ બ્રાન્સન-મી૦ તિલકને ખુલ્લુ જણાવવામાં આવ્યું હતું કે એકઝીબીટ રજુ કરવાથી તેઓ છેલ્લું ભાષણુ કરવાનો પોતાનો હક ગુમાવશે અને તે તેઓએ સ્વીકાર્યું પણુ હતું.

મી૦ તિલક-આ કાંઇ સ્વીકાર કરવાનો સવાલ નથી. આનો કાયદાની બારીકીનો સવાલ છે.

મી૦ તિલકે જણાવ્યું કે તા. ૬ ઠી આગસ્ટ ૧૮૮૬ માં હાઇ કોર્ટના નામદાર જડજ મી૦ ફેરે ઠરાવ્યું હતું કે ફરીયાદ પક્ષના સાક્ષીઓની ઉલટપાલટ તપાસ વેળા આરોપી પક્ષ તરફથી જો કાંઇ ઓચર્યાં રજુ કરવામાં આવે તો તેથી આરોપી પક્ષ પોતાનું ભાષણ છેલ્લું કરવાનો હક ગુમાવતો નથી પણ તે એવી સરતે કે ઓચર્યાં એકદમ ફરિયાદ પક્ષે નહી ધારેલા હોય એવી રીતે અચાનુચ લાવવામાં આવે નહી.

નામદાર જડજ મી૦ દાવરે એ બાબતમાં ચુકાદો આપતાં જણાવ્યું કે અત્રેની હાઇ કોર્ટમાં નામદાર જડજ મી૦ બેટી હજુર આ સવાલના નીવેડા માટે જવામાં આવ્યું હતું તે વેળા સારી રીતે જાણીતું હતું કે અલ્હાબાદ, મદ્રાસ, મુંબઇ તથા કલકત્તાની હાઇકોર્ટમાં એ બાબતમાં રૂઢી જુદી હતી. આથી મુંબઇ હાઇકોર્ટમાં કંઇ એક રૂઢી પસંદ કરવી તે એકદમ નકી કરવા માટે નામદાર જડજ મી૦ બેટીનો ચુકાદો માગવામાં આવ્યો હતો. અને તે મળ્યા પછી હું તેને જ વળગી રહેવાનું પસંદ કરીશ . આથી મી૦ તિલકને પહેલુ ભાષણ કરવાને હું જણાવું છું. તેજ વેળા હું કહીશ કે મી૦ તિલકને પોતાનો બચાવ કરવામાં કોઇ પણ રીતની અડચણ નહી થાય તે જોવાને આતુર છું તથા મી૦ બ્રાન્સન તરફથી જવાબ આપનારૂં ભાષણ કરવામાં આવે. તેમાં કંઇ નવી બાબદ આવે તેનો જવાબ હું મી૦ તિલકને આપવા દઇશ.

## મી૦ તીલકનું ભાષણ.

એ પછી મી૦ તીલકે પોતાના બચાવમાં નીચલું ભાષણ કીધું હતુઃ—

ફરીયાદ પક્ષના ધારાના હીમાયતી મી. ઇનવેરારીટીએ જે સુભાષિતપણે ભાષણ કરી પોતાનો મુકરદમો રજુ કીધો છે તેટલું શુભાષિતપણું બતાવી શકીશ નહીં. પણ હું મારો બચાવ ખુલાસાવાર તમને સમજાવીશ. મી૦ ઇનવેરરીટીનો મુકદમો રજુ કરનારૂં શરૂઆતનું ભાષણ ટુંકું હતું તેથી ફરયાદ પક્ષ કયા નીમથી આરોપો મારી ઉપર મુકે છે તે હું જાણી શકું નથી. આથી મારી ઉપર મુકવામાં આવેલા આરોપોના જવાબ વાળવા માટે મને લંબાણ ભાષણ કરવું પડશે. મેં ધારાના હીમાયતી તરીકેનું લાંબો વખત થયો કામ કીધું નથી તેથી મારો મુકરદમો તમો સનમુખ હું કમનસીબે જોઇએ એવા સ[...] આકારમાં રજુ કરીશ નહી. હવે મારી સામે [...]વામાં આવેલા આરોપોના સંબંધમાં હું બોલીશ. જે રીતુરી લખાણ કરવા માટેનો મારા ઉપ[ર] આરોપ મુકવામાં આવ્યો છે તે પ્રગટ કરવાની પુરી જોખમદારી હું સ્વીકારી ચુકયો છું. [...] લખાણના થોડાક ફકરા ટાંકી બતાવી તે રીતુરી હોવાના ઇશારા કરવાને ફરીયાદ પક્ષ ચુકયો નથી. આ ઇશારા મરાઠી અસલ ફકરા ટાંકી બતાવી નહી પણ તેના ભુલ ભરેલા અંગ્રેજી તરજુમા પરથી કરવામાં આવ્યા છે. એવી રીતે ટાંકવા આવેલા ફકરાઓ ઉપરથી તમો ખરૂં અનુમા[ન] કદી ખેંચી શકશો નહી. તમારે એ લખાણ કર[તી] વેળા કેવો ઇરાદો રાખવામાં આવ્યો હતો તે પર મુખ્ય ધ્યાન આપવાનું છે. મારા બે તરફના આરટીકલો તથા તમો સનમુખ રજુ કરવા[માં] આવેલા બીજી ચાર આ ઇરાદો શત્રુવટ ભ[ર્યો] હતો એવું દેખાડવા માટે મારાં મકાનની જડ[તી] લેતાં હાથમાં આવેલો પોસ્ટકાર્ડ તમો સનમુ[ખ] રજુ કરવામાં આવ્યો છે. પણ એ પોસ્ટકાર્ડ [...]ર એકદમ સળગી ઉઠનારી ચીજોને લગતી વીગ[ત] આપનારી બે ચોપડીઓનાં નામ મેં શામાટે લખ[ી] લીધાં હતાં તે હું મારા લેખીત ખુલાસામાં જણાવ[ી] ચુકયો છું, જેથી તે ઉપર હું અત્રે બોલીશ નહ[ીં].

**મરાઠી લખાણના ફકત અંગ્રેજી તરજુમા ઉપરથી ખરો ખ્યાલ કેવી રીતે આવ[ી] શકે?**

તે ઉપરાંત મારા પત્રમાંનાં આરોપને [...]તાં બે તકરારી લખાણો તથા તે સીવાય બ[...]

.રે લખાણો ફીતુરી તરીકે તમો સનમુખ રજુ
ત્રામાં આવ્યાં છે. પણ આ લખાણો ઉપરથી
નુમાન ખેંચતી વેળા તે લખવામાં અંતર્ગત હ
દો શું રાખવામાં આવ્યો હતો તે ઉપર તમને
ાન આપવાનું છે. ફક્ત લખાણ ઉપરથી એક
ણસને ગુનેહગાર ઠરાવવાનું જોખમ ભરેલું છે.
.ઠી ભાષામાં લખાયલાં લખાણની મરાઠી લોકો
ર કેવી અસર થઇ છે. તેનો ચુકાદો તમને
પવા જણાવવું તે ઇંગ્લંડમાં ફ્રેન્ચ ભાષામાં
પાયલાં લખાણથી ફ્રાનસના લોકો ઉપર કેવી
પર થાય છે તેનો ચુકાદો આપવા જણાવવા
ું છે. મારૂં તકરારી લખાણ મરાઠી ભાષામાં
ાઠી લોકોની જાણને વાસ્તે કરવામાં
વ્યું છે. તમને એ લખાણથી મરાઠી લોકો
ર શું અસર થવી જોઇએ તે જણાવવાને
વામાં આવે છે. પણ એ લખાણથી મરાઠીઓ
ર કેવી અસર થઇ છે તે બતાવવા માટે ફ
ાદ પક્ષ તરફથી કાંઇ પણ જુબાની રજુ કર
ાં આવી નથી. ફક્ત તમને એટલુંજ બતાવ
આવ્યું છે કે "કેસરી" પત્રમાં આવેલા
બાલોના ચોકસ અંગ્રેજી અર્થો થાય છે.
દાની શાહાદતો ટાંકી હું તમને બતાવીશ કે
ન તેટલા ઉપરથી ચુકાદો આપવાનું અન્યાયી
ાવામાં આવે છે.

### છાપાનું છુટાપણું.

ખરૂં છે કે એક માણસ પોતાના કામ
ની જોખમદારી સમજતો ગણાવો જોઇએ
. બેલો ઈંગ્લંડમાં ત્રીજા જોર્જ રાજાના વ
.માં એક જાણીતા આસામી તરફથી એચર
ાં આવ્યા હતા તથા તે મુજબ લાંબો વખ-
સુધી અમલ કરવામાં આવતો રહ્યો હતો પણ
ામાં એ કેહેતી સ્વીકારવામાં નહી આવતાં તે
ણસ માથેની જોખમદારી પુરવાર કરવાની પે
. જરૂર ગણવામાં આવે છે. હવે ઇંગ્લાંડની
! છુટાં છુટાં ટાંકવામાં આવેલાં વાક્યો અથ
ખાલી લખાણ ઉપરથી નહી પણ પોતા સ-
ખ જે આસપાસના સંજોગો રજુ કરવામાં
આવે છે તે ઉપરથી પોતાનો ચુકાદો આપે છે,
કે જે રૂઢી ઉપર ઇંગ્લાંડનો છાપો હાલમાં જે
છુટાપણું ભોગવે છે તે જાળવી રાખવાનો સવા
લ લટકેલો છે;

### જુરીની સતા.

અત્રેનો કાયદો ઇંગ્લાંડના જેવોજ છે, જેથી
ફીતુર શાને કહેવું તે બાબતમાં ઇંગ્લાંડને પગલે
આ દેશે ચાલવું જોઇએ છે. પણ ઇંગ્લાંડની જુ
રીને બહોળી સતા મળેલી છે. તે જજની પણ
પરવાહ નહી કરી પોતે જુબાનીઓનું તોલ કરી
ચુકાદો આપે છે. અત્રેની જુરીના હાથમાં પણ
મોટી સતા આપવામાં આવી છે; જેનો ઉપયોગ
કરી તમે પણ ઇંગ્લાંડનીજ જુરી મુજબ ચુકાદો
આપજો. નામદાર જજ કાયદો શું છે તે તમને સમજા
વશે પણ મારા ભાષણમાં ખરી વીગતો તથા કાયદા
બંનેની સાથે સાથે મને સમજણ આપવી પડશે. મારી
સામેના ત્રણમાંથી બે આરોપો ૧૨૪ ક. તથા ત્રીજો
આરોપ ૧૫૩ ક. મુજબ મુકવામાં આવ્યો છે અત્રે
આ કલમો વાંચી મી૰ તીલકે તેની સમજણ
આપી હતી. તેઓએ જણાવ્યું કે ૧૨૪ ક. ક
લમના પહેલા ભાગમાં જણાવવામાં આવ્યું છે
કે આરોપીને ગુનેહગાર ઠરાવવા માટે લખાણથી
સરકાર સામે ઉશ્કેરણી અથવા ધીકાર ઉતપન
થયો છે એવું પુરવાર કરવું જોઇએ છે, પણ
ફરયાદ પક્ષે તે બતાવવા માટે કાંઇ પણ જુબા
ની રજુ કીધી નથી.

### અનીશ્ચીત પ્રકારનો આરોપ

આથી હું જણાવું છું કે મારા સામેનો
આરોપ ઘણો અનીશ્ચીત પ્રકારનો છે તથા તે
ખુલ્લો કરવામાં આવ્યો નથી. મારી સામે ખુલ્લી
રીતે એવો આરોપ મુકવો હતો કે મેં લોકોમાં
ઉશકેરણી કે ગુસ્સો ઉતપન્ન કરવાની કોશેશ કી
ધી હતી પણ તેમ કરવામાં આવ્યું નથી એ ક
લમના પાછળના ભાગમાં જણાવવામાં આવ્યું છે
કે સરકારની સામે દુશમની ભરેલી લાગણી ઉ
શકેરવાની કોશેશ થયલી ફીતુર પુરવાર કરવા
માટે બતાવવી જોઇએ છે. પણ કાયદો એક કો

કોશીશ કરવામાં આવેલી ત્યારેજ ગણે છે કે જ્યારે ઉશ્કેરણી ચલાવવા માટે કોશીશ કરનારે આગમ ચથી વીચાર રાખેલો પુરવાર કરવામાં આવે. ના મદાર જજ મી૦ બેટીએ આપેલા એક ચુકાદા મુજબ તો ફકત કોશીશજ બસ નથી પણ તેમાં ફતેહ પણ મળવી જોઇએ છે અથવા તો વધારે સબળ સબબો સર ફતેહ મળવામાં અટકાવ ન કર્યો છે એવું પુરવાર થવું જોઇએ છે. ફરયાદ પક્ષે યાતો ફીતુર ફેલાવવાની મારી કોશીશ ફતેહ મંદ નીવડી હતી એવું બતાવવું હતું અથવા તો ઉશ્કેરણી ચલાવવાની મારી કોશીસમાં હું નીષ્ફળ થયો હતો તેનો સબબ મારા હાથ હેઠળ નહી એવા મજબુત પાકટ સબબોનો હતો એવું દેખાડવું હતું. એક કામ કરવા માટેની ગોઠવણ કરવામાં આવી હોય અને તે અમલમાં મુકવા જતાં નીષ્ફળ જાય તો તે ખાલી કોશીસના વરગમાં આવે છે અને તે જો ફતેહમંદ થાય તો ગુનાહના વરગમાં આવે છે.

## ગુનાહ કરવાની કોશીષ કીધેલી કયારે ગણાય. ?

ફકત એક ગુનાહ કરવા માટેની તઇયારી કરવામાં આવે અથવા એરાદો રાખવામાં આવે તે કાંઇ કોશીશ કરવામાં આવેલી તરીકે કાયદો સ્વીકારતો નથી. એરાદો અથવા કરી રાખવામાં આવેલી તઇયારી અમલમાં મુકવાની કોશીશ કરવામાં આવે તયારેજ કાયદો તેને કોશીસ તરીકે સ્વીકારે છે. હું જો એક માણસ પછવાડે તલવાર લઇ દોડું તો તમો કહેશો કે મેં તેનું ખુન કરવાની કોશીશ કીધી છે પણ કાયદો તે કોશીશ તરીકે સ્વીકારતો નથી. હું તેને મારી નાખવા માટે તે માણસસામે તલવાર ઉંચકું તોજ મેં તે માણસની ખુન કરવાની કોશીશ કીધેલી કાયદો ગણે છે. મી૦ તીલકે આજ એવીજ રીતે આરોપીઓના દેખીતા એરાદાને કોશીશ તરીકે નહી સ્વીકારી આરોપીઓને છોડી દેવામાં આવેલા કેટલાક દાખલા ટાંકી બતાવ્યા હતા.

## એક લખાણ ફીતુરી કયારે પુરવાર થાય

તે બાદ તેઓએ જણાવ્યું કે આ મુકદમામાં પ્રગટ કરવામાં આવેલાં લખાણને ફીતુરની કોશીશ તરીકે બતાવવાની તજવીજ કરવામાં આવી છે પણ લખાણ ફકત એરાદો બતાવે છે, કે એરાદો પણ આસપાસના સંજોગોની મદદે કાયદા મુજબ પુરવાર કરવો જોઇએ છે. ફકત લખાણ કરવા કે બોલવાથી લખાણ કરનાર કે બોલનારનો તેમ કરવાનો એરાદો ગણાતો હોય તો રકોરટનો કલારક ઓફ ધી ક્રાઉન પણ એવો એરાદો દરશાવવા માટે ગુનેહગાર ઠરે છે, કારણ જે લખાણ માટે મને અત્રે ઉભો કરવામાં આવ્યો છે તે તેણે વાંચી બતાવ્યું છે. તેમજ વરતમાનપત્રોએ મારું લખાણ ઉતારી લીધું તે બધાં ગુનેહગાર ઠરે છે. એજ રીતે એક જાનું ફીતુરી લખાણ ફોનોગ્રાફ સાંચામાંથી બોલમાં આવે તો ફોનોગ્રાફ સાંચાને તે માટે કોમાં ઘસડવો જોઇએ આ મુજબ ત જોશો કે એક લખાણ ઉપરથી ખાલી લખાણ કરનારને ગુનેહગાર ઠરાવા કાય નહીં. હું એમ નથી કહેતો કે લખાણમાં ગુનાહ આવતો નથી પણ તે રૂપયામાં આના જેટલો છે. લખાણ કરનારને ગુનેહગ. ઠરાવવા માટે બીજી પંદર આના જેટલી જુબા રજુ કરવી જોઇએ છે. ફરયાદ પક્ષ આરે. નાં મગજમાં ગુનાહ કરવાનો એરાદો હતો બતાવે નહી ત્યાં સુધી એક લખાણ કરના ગુનેહગાર ઠરાવી શકાય નહી, એક તકસરી લખાણ ઉપરથી એક માણસે ગુનાહ કરવાની કોશીશ કીધેલી કહેવાય નહી. એમ ધારો કે એક જણ એક આઉંસ જેટલું અફીણ પોતા પાસે રાખ્યું હોય તો તેથી તમો એમ કહેશો કે તે એરાદો આપઘાત કરવાનોજ હતો, કારણ કે તેટલું અફીણ ખાનાર મરી જાય છે, પોતાને અફીણ ખાવાની આદત હોય તે માટે અફીણ પોતા પાસે અફીણ રાખે.

## ગુનાહ પુરવાર થાય તે આગમજ બીનતકસીરવાર મનાતો આરોપી.

કાયદામાં તમને એવું માની લેવા જણાવ્યું છે કે તમો સનમુખ ઉભો કરવામાં આવેલો આરોપી બીન તકસીરવાર છે. તે તકસીરવાર છે એં દાખલા દલીલોથી પુરવાર કરવાનું કામ ફરીયાદ પક્ષનું છે. પણ આ મુકદમામાં ફરીયાદ પક્ષે શું કીધું છે? તેણે ફક્ત "કેસરી" પત્રમાં આવેલાં લખાણોનો અંગ્રેજી તરજુમો તમો સનમુખ રજુ કીધો છે તથા તેમાંના કેટલાક સખત ફકરા વાંચી બતાવ્યા છે તથા તમને જણાવે છે કે એ લખાણ ઉપરથી આરોપીને તમો રીતુરી ઠરાવો. આ સંજોગો વચ્ચે આ લખાણ કરવામાં આવ્યું તે તમને જણાવવાના ફરીયાદ પક્ષે તદન અળગા કીધા છે તથા એ સંજોગો જણાવવાનું ભારી પોતાની ઉપર નાખયું છે. જોકે ૧૨૪ કલમમાં એ બધા ખોલાસા કરવાની ફરજ ફરીયાદ પક્ષ ઉપર નાખવામાં આવી છે. કયા સંજોગો વચ્ચે રીતુરી કહેવાતાં લખાણ કરવામાં આવ્યા હતા તે ફરીયાદ પક્ષે જણાવ્યું નથી. ફરીયાદ પક્ષ જણાવવાને ભુલી ગયા છે કે હીંદમાં જે વેળા રાજદ્વારી બાબત ઉપર મજબુત તકરારો ચાલે છે સખત ટીકાઓ કરવામાં આવે છે તે વેળા તેના જવાબ આપવા માટે લખાણ કરવામાં આવ્યા છે

### છુટાપણું કે છકેલપણું?

તમને એટલું જોવાનું છે કે લખાણમાં જે ટીકા કરવામાં આવી છે તે વાજબી છે કે નહી તથા પ્રમાણીક પણે કરવામાં આવ્યા છે કે નહી. તમને કદાચ કહેવામાં આવશે કે હીંદના વર્તમાનપત્રોને છુટાપણું આપવામાં આવ્યું તેનો ગેરલાભ લઇ સખત ટીકા કરી છકેલપણું બતાવવામાં આવ્યું છે પણ છુટાપણું કયું અને છકેલપણું કયું તે વચ્ચે તફાવત કાંઈ બતાવતું નથી. ઇંગ્લાંડની જ્યુરી સખત પણ વાજબી ટીકાઓ કરવામાં વર્તમાન પત્રોનાં છુટાપણાનો લાભ સમાયલો ગણી એવા લખાણને તદન નીરઅપરાધી ઠરાવવાને ચુકતી નથી. રીતુરને લગતા મુકદમાઓમાં આપણને વારેઘડી જણાવવામાં આવે છે કે ફકત રીતુરી લખાણ ઉપરથીજ રીતુરી ઇરાદો રાખવામાં આવ્યો છે એવું ઠરાવવું પણ મે તમને જણાવ્યું તેમ કરવું જોખમ ભરેલું છે લોર્ડ અર્સકીને એક ઠેકાણે ટીકા કીધી છે કે એક રાજા કે એક કોનસટેબલ પોતાની ફરજ ઓળંગી જઇ પોતાની સત્તા ઉપરાંતનું કાંઇ પણ કામ કરે તો તે માટે બંને એક સરખી રીતના ગુનેહગાર ઠરે છે. આ વાકય ઉપરથી તમો કહેશો કે લોર્ડ અરસકીન આવું લખાણ કરવા માટે રીતુરી ઠરે છે, કારણ કે તેણે રાજા તથા કોનસટેબલને એક સરખી પાયરીએ ચહડાવ્યા છે પણ કાયદો એ વાકય તદન નીરઅપરાધી ગણે છે. મને એક ગેરલાભ એ છે કે મારો મુકદમો તપાસવા માટે સાધારણ જ્યુરી રોકવામાં આવી નથી, એટલે કે જ્યુરીના સભાસદો સામાન્ય લોકોમાંથી પોતામાં ચુંટવામાં આવ્યા નથી. આથી તમો ખાસ જ્યુરીના સભાસદો લોકલાગણી બરાબર સમજો એવું નથી. જ્યુરી આગળ ભાશણ કરતી વેળા જ્યુરીના સભાસદોને એવું કહેવાનો અલબત રીવાજ છે કે તમો ફકત રીતુરી લખાણ ઉપરજ નહી પણ આસપાસના સંજોગો ઉપર ધ્યાન આપી ચુકાદો આપજો. તમારે આ વાત યાદ રાખવાની છે કે તમારી જ્યુરી તરીકેની ફરજ એટલામાંજ આવી રહી નથી કે એક લખાણ ફકત રીતુરી છે એવું જોઇ તે માટે આરોપીને અમો ગુનેહગાર ઠરાવીએ છીએ એવો તમારો ચુકાદો આપો. તમારી પેહેલી ફરજ પહેલા આસપાસના સંજોગો ઉપર ધ્યાન આપી ચુકાદો આપવાની છે. હવે આસપાસના સંજોગો કેવી રીતના હોઇ શકે તેનો હું તમને દાખલો આપીશ. ધારો કે એક દેશમાં અસંતોષ ફેલાયો છે. તેના સંબંધમાં રીપોર્ટ કરવા માટે સરકાર એક શખસને નીમે છે. તે શખસ પોતાનો રીપોર્ટ મોકલી આપનાં અશાંતી કયા સબબો વચ્ચે ઉઠવા પામી છે તથા તે શાંત પાડવા માટે સરકારે શું કરવું જોઇએ છે તે વાશે ટીકા કરે તથા ચાલતા મામલાના સંબંધમાં

સખત ભાષામાં નાપસંદગી બતાવે તો ફક્ત સખત ભાષામાં નાપસંદગી બતાવવા માટે તે શખસને તમો શું ફીતુરી ગણવા નીકળશો ?

**છુટથી થતી ટીકા ઉપર દેશના સુધારાનો રહેતો આધાર.**

એજ રીતે મારાં લખાણમાં મેં દેશમાં હાલમાં જોવામાં આવતા મામલાના સંબંધમાં સખત નાપસંદગી બતાવી છે. અલબતે તેમને આ મામલા સંબંધી ટીકા કરતી વખતે સરકારના કામ સામે નાપસંદગી બતાવવીજ પડે. એવી નાપસંદગી નહી બતાવવા દેવામાં આવે તથા સરકારની ખામીઓ નહી બતાવવામાં આવે તો દેશનો મામલો કેવી રીતે સુધરવા પામે ? ફક્ત એવું લખાણ કરવાથી કાંઇ સરકારને ધીક્કારમાં લાવવાની કોશેશ કીધેલી ગણાશે નહી કમનસીબે ૧૨૪ ક. કલમમાં જણાવવામાં આવ્યું છે કે નાપસંદગીની ટીકા એવી રીતે કરવી જોઇએ કે જેથી વાંચનારના મગજમાં ધીક્કાર કે અસંતોષ ઉભો થાય નહી. પણ નાપસંદગી બતાવ્યાથી કાંઈ પણ ખરાબ લાગણી ઉતપન થયા વગર રહે નહી એ તો દેખીતુંજ છે, કે જેમ એક માણસ સામે આપણે કાંઇ બોલતા તેનો આપણી ઉપર ગુસ્સો થોડો કે ઘણો ઉતપન થયા વગર રહેતો નથી.

**મોટા અમલદારોના વર્ગનો અમલ.**

મોટા અમલદારી વરગના હાથમાં દેશનો કારોબાર આવી પડગો છે તે અમલ કહાડી નાખવા કહેવું તે શું હીંદ ઉપરનો અંગ્રેજી અમલ કહાડી નાખવાનું કહેવા બરાબર છે ? હું જાણું છું કે મોટા અમલદારો તેમજ કહેશે. પણ તેઓનો અમલ કહાડી નાખીને તેની જગ્યાએ લોકોના વીચાર આચાર વધારે સારી રીતે રજુ કરનારો અમલ દાખલ કીધાથી અંગ્રેજી અમલ તોડી નાખવાની કોશેશ કીધેલી કેવી રીતે ગણાશે ? અલબતે હું જાણું છું કે તમો જુરીના સહસ્થો એ બાબતમાં મારી સાથે મલતા થશો. નહી. પણ મતફેર તો હોય તેથી શું આપણા વીચારો જાહેર નહી કરીએ ? એવી રીતે વીચારો જાહેર કીધા વગર દેશમાં સુધારા કેવી રીતે દાખલ થઇ શકે ? નામદાર જજ મી. બેટીએ પોતાના એક ચુકાદામાં ખુલી રીતે જણાવ્યું છે કે જે આકારમાં હાલનું રાજબંધારણ રચવામાં આવ્યું છે તે કહાડી નાખી રાજ બંધારણ જુદું બનાવવું જોઇએ છે એવું કહેનાર કાંઇ સરકારનો દુશ્મન ઠરતો નથી. ધારો કે ઇંગલાંડમાં એક જણ લખે કે ચોકશ અંકુશ સાથેના રાજાનાં વડપણ હેઠળ પણ એ રાજબંધારણ રાખવું જોઇતું નથી તો ફક્ત એટલું લખવા માટે તે લખનાર કાંઇ ફીતુરી ઠરતો નથી. એક પ્રખ્યાત રાજદ્વારીએ જણાવ્યું છે કે એમ કહેવું કોઈ પણ રીતે ફીતુરી નથી. ફક્ત એકલા લખાણ ઉપરથીજ એક માણસના ઇરાદાનું તમારે અનુમાન કરવું જોઇતું નથી. ખાસ કરી હાલના જેવા મુકદમામાં કે જ્યાં તમને મરાઠી કોમની લાગણીનો ખીયાલ નથી ત્યાં એકદમ તમારે અનુમાન ખેંચવું જોઇતું નથી કે ચોકસ પ્રકારના સખત લખાણથી મરાઠી કોમમાં સરકાર સામે ધીક્કારની લાગણી ઉતપન્ન થવી જોઇએ. કેવા વખત તથા સંજોગો વચ્ચે લખાણ કરવામાં આવ્યું છે તે ઉપર તમારે ધ્યાન આપવું જોઇએ છે. જે લોકો માટે લખાણ લખવામાં આવ્યું છે તેઓની મગજની સ્થીતિ કેવી છે તે વીશે ફરીયાદ પક્ષ તરફથી તમને કાંઇ પણ જણાવવામાં આવ્યું નથી. હીંદ એક પ્રજાનો બનેલો દેશ નથી. મરાઠી લખાણ એક મરાઠી લોકો વાંચશે તથા તે લોકો ઉપર તેની અસર થશે. તે અસર કેવી થશે તેને લગતી કાંઇ વીગતો તમો સનમુખ મુકવામાં આવી નથી. આથી તમો જણાવી શકશો કે અમો સનમુખ કાંઇ વીગતો મુકવામાં આવી નથી, જેથી અમો આરોપીને ગુનેહગાર ઠરાવી શકતા નથી.

**લખાણનું પરિણામ ખમવાની તૈયારી.**

હવે ૧૫૩ ક. કલમ ઉપર હું આવીશ કે જેમાં ખુલ્લું જણાવવામાં આવ્યું છે કે ખાસ

રાદો નહી પણ શત્રુવટ ભરેલો ઇરાદો એક ખાણ ફીતુરી પુરવાર કરવા માટે બનાવવો જોએ છે. ફકત ચોકસ શબ્દો અથવા લખાણુ સમત ભાષામાં લખાયાં હોય તે ઉપરથીજ જો શત્રુવટ ભરેલો ઇરાદો લખનાર રાખે છે એવું ર્વાર થઇ શકતું હોય તો તેટલું કોઇપણ સહેથી કહી શકે. ફકત મખત લખાણુજ ફીતુરી લખાણુ જણાતું હોય તો કોઇપણ જજ ફકત લખાણુ સખત છે એવું જરૂર જણાય તો એક બ્દકોષનો ઉપયોગ કરી પોતાની ખાત્રી કરી ઇ ચુકાદો આપી શકે. પણ જજને મદદ કરવા ટે જ્યુરી આપવામાં આવે છે કે જેની મતમ એ છે કે સાધારણ લોકોમાંના કોઇ પણ ર શખસ લખાણુના સંબંધમાં કેવી લાગણી રાવે છે તે જાણી શકાય. આથી તમારે આસપાસના સંજોગો જોઇ લોકોમાં શત્રુવટ ભરેલી લાગણી ઉશકેરાય એવું છે કે કેમ તે જોયા પછીજ ચુકાદો આપવાનો છે. તમો વખ મારા વીચારો સાથે મળતા થઇ શકશો નહી જાણું છું કે જુદી જુદી કોમો જુદા વીચા ધરાવે છે પણ મારી કોમ શું વીચાર ધરાવે તે જાહેર કરવાની એક જાહેર લેખક તરીકેની મારી ફરજ બજાવવાની હતી અને તે મેં બજાવી છે. તેમ કરવામાં તમારે એ વીચારવાનું કે મારી નેમ જાહેર પ્રજાના લાભ સંભાળવા હતી કે ખાલી સરકાર સામે લોકલાગણી ઉશ્કેરવાની હતી. કે હું કાંઇ અત્રે તમો પાસે દયા માગવા ઉભો નથી. હું જાણું છું કે હું કાંઇ તમારો માનીતો નથી. હું મારાં લખાણુનાં પરીણામ ભોગવવાને સદંતર તઇયાર છું. હું એટલુંજ કહેવા માગુછું કે બધા સંજોગો ધ્યાનમાં લઇ તમો તમને જે વાજબી લાગે તે ચુકાદો આપો. મે મારાં પત્રમાંનાં લખાણુ ફક્ત ન્યાયના તરીકા ઉપર કીધાં છે. આ બાબત ફક્ત એકજ તે ન્યાયના તરીકાથી જોવાની છે. તમો જે સ્થીતીમાં હતે તથા આસપાસના ચોકસ સંજોગો ઉભા થયલા જોઇ તમે તમારી કોમના લાભ તપાસવા માટે લખાણુ કીધું હતે તો તમો લખાણ કેવી રીતે કરતે તથા એરાદો કેવા રાખ્યો હતે તે ઉપર તમો વીચાર દોડાવજો. તમને જો લાગે કે મારો ઇરાદો તદન પ્રમાણીક હતો તો મને બીન ગુનેહગાર ઠરાવો. અત્રે રજુ કરવામાં આવેલા તરજુમાના સંબંધમાં હું જણાવીશ કે તે એવો ભુલ ભરેલો કરવામાં આવ્યો છે કે મને આરોપીને તેથી અન્યાય થાય છે. હું એમ નથી કહેતો કે તરજુમો કરનારાઓનો ઇરાદો ખરાબ હતો પણ તેનું પરીણામ તો મને અન્યાય થવામાં આવ્યું છે. દાખલા તરીકે કીલીંગ એટલે ખાલી મારી નાખવું તેનો અર્થ ખુન કરવું એવો કરવામાં અવ્યો છે. એક જણ પોતાના બચાવમાં બીજાને મારી નાખે તો શું તેને તમો ખુની કહેશો? ફક્ત પોતાના વીચારો પ્રમાણીકપણે છુટથી દરશાવવા માટે એક લેખકને ગરદન મારો તો વરતમાનપત્રોનું છુટાપણું કયા રહયું?

અત્રે સાડાપાંચ વાગી ગયાથી મી. તીલકનું ભાષણ બીજે દીવસ સાડાઅગીયાર ઉપર મુલતવી રાખી કોર્ટ ઉઠી હતી.

---

ચોથો દિવસ—ગુરૂવાર તા૦ ૧૬ મી જુલાઇ ૧૯૦૮

---

## મી૦ તિલકનું વધુ ભાષણ—છાપાના છુટાપણાનો સવાલ—મુઝફ્ફરપોરના બનાવ ઉપર ટીકા—મોટા અમલદારોની આપખુદી.

## મુકરદમો અરધોજ દિવસ સાંભળવાની ગોઠવણ.

આજે તપાસ સરેસ્તા મુજબ હાઇકોર્ટમાં નામદાર જડજ મી૦ દાવર હજુર ચાલી હતી. સરકાર તરફના ધારાના હિમાયતીઓ હાજર હતા, જ્યારે મી૦ તિલક પોતાનો મુકરદમો પોતેજ ચલાવ્યો હતો પણ તેમને મેશર્સ બેપ્ટીસ્ટા, ખાપર્ડે અને કેળકર મદદ કરતા હતા.

### ઓચર્યાં પાછાં મેળવવાની અરજ.

પોતાનું અધુરૂં ભાષણ આગળ ચલાવતાં પહેલાં મી૦ તિલકે જણાવ્યું કે મારાં જપ્ત કરેલાં ઓચર્યાં જેમાં હિસાબની ચોપડાઓ વગેરે

તે મને પાછાં સ્વાધીન કરવા કારણ કે તેના વગર મારૂં કામકાજ ચાલુ રાખવાની લાગતાવળગતાઓને બહુ અડચણ પડે છે. મી૦ બ્રાન્સને તેની સામા વાંધો નહી લેવાથી કોર્ટે આ અરજ મુલતવી રાખી હતી.

### મી૦ તિલકનું ભાષણ-ગેરલાભ.

મી૦ તિલકે તે બાદ પોતાનું ભાષણ ચલાવતાં જણાવ્યું કે, મારાં ભાષણ પહેલાં મી૦ બ્રાન્સને ભાષણ કીધું હતે તો ફરિયાદ પક્ષ તરફથી કયાં વાંધા લેવામાં આવે છે તે હું જાણી શકતે અને તેના જવાબ વાળવાનું મને બની આવતે, પણ મને પહેલું ભાષણ કરવાનું હોવાથી કયા વાંધા ઉભા કરવામાં આવશે તેની માત્ર અટકળ કરી મને તેના જવાબ આપવા પડશે એ એક મને ગેરલાભ છે.

### ગુન્હા થયલો કયારે કહેવાય?

મેં ગઇ કાલે જણાવ્યું તેમ એક શખ્સે ગુન્હા કરવાની કોશેશ કીધેલી કાયદો ત્યારેજ સ્વીકારે છે કે જ્યારે એક ગુન્હા કરવા માટે આગમચથી વિચાર કરી રાખવામાં આવ્યો હોય કોશેશ કીધેલી એક માણસે કાયદા મુજબ ત્યારે જ ગણાય કે જ્યારે તેણે એક ગુન્હાં કરવા માટે આગમચથી ઇરાદો રાખ્યો હોય તથા છેવટે કાંઇ મતલબ પાર પાડવાની તેની નેમ હોય. ફીતુરી મુકદમામાં એટલુંજ કહેવું બસ નથી કે ફીતુરી લખાણથી લોકોનાં મગજ ઉશ્કેરાયલાં હોવાં જોઇએ પણ એવી ઉશ્કેરણી ચાલી હતી એવું પુરવાર કરવું જોઇએ છે. ૧૨૪ ક. કલમના બીજા ભાગ મુજબ એવી રીતે ફરિયાદ પક્ષે પુરવાર કરવું જોઇતું હતું. ૧૨૪ ક. કલમના પેહેલા ભાગ મુજબ પણ મારી ઉપર કામ ચલાવવામાં આવ્યું છે, જો કે પેહેલો ભાગ મારા મુકરદમાને બીલકુલ લાગુ પડયો નથી, આરોપમાં બે ચીજો મુકવામાં આવી છે. એક એકે લોકોને ઉશ્કેરવામા આવ્યા છે તથા બીજો એકે પેહેલો આરોપ જો નીસ્ફળ જાય તો લોકોને ઉશ્કેરવાની કોશેશ કરવામાં આવી છે. પણ કાયદા મુજબ કોશેશ કીધેલી ત્યારેજ ગણાય કે જ્યારે એક ગુન્હા કરવાનો પેહેલેથી ઇરાદો રાખવામાં આવ્યે હોય તથા તે કોશેશ કાંઇ હેતુથી કરવામાં આવી હોય. દાખલ તરીકે હું હાઇ કોર્ટમાંથી બોરીબંદરના સ્ટેશન ઉપર જઇ પુણે જવાનો હોઉં તે મારી બોરીબંદર સ્ટેશન ઉપર જવાની કોશેશ કરવાનો સબબ પુણે જવાનો ગણાશે. કેટલા મુકરદમાઓમાં એવું ઠરાવવામાં આવ્યુ છે કે કે ક માણસને ગુન્હેગાર પુરવાર કરવા માટે તેં કીધેલી કોશેશ છેક છેવટની નેમ સુધી લઇ વામાં આવેલી બતાવવાની જરૂર નથી. તેવા કદમા વખતે મારી સામે ટાંકા બનાવવામાં આ વશે જેથી હું તેનો જવાબ આપીશ. એક ખ્સને મારી નાંખવાની કોશેશ કરવાના એક ગ દમામા ફરયાદી આરોપીથી ચાર કદમ દુર હું તેટલાં આરોપીએ પોતાના હાથમાંની કોદાળ ઉચકી હતી પણ તેટલાં કોઇએ તે છીનવી લધી હતી. આ ઉપરથી આ આરોપીને ખુનના વાંકથી એવું જણાઇને નીર્દોષ ઠરાવવામાં આવ્યો હતો એવી તરફથી કે એમ કેમ કહી કાય કે ચાર કદમ દોડયા પછી ફરીયાદીને મા નાખવાનો ઇરાદો તે ફેરવતે નહી.

મી૦ બ્રાનસન-આ મુકરદમામાં જજ૦ પોતાના બોલો શું છે?

મી૦ તિલક-તે કાંઇ અત્રે આપ્યા નથી.

### લખાણમાં મારો હેતુ શું હતો?

મી૦ તીલકે આગળ ચલાવતાં જણાવ્યું બે જાતની કોશેશ હિંદી ફોજદારી કાયદાએ ર કારી છે એક પુરેપુરી તથા બીજી કોઇક ખુનના મુકરદમામાં કોશેશ પુરેપુરી કે મધ્ય બંને એકસરખી ગણાય છે. ખુન કરવું અથ ખુન કરવાની કોશેશ પુરેપુરી કરવામાં આવવ જોઇએ. આથી ફરીયાદ પક્ષ જણાવવાને બંધાય લી છે કે ફીતુર ઉશ્કેરવાની કોશેશ એટલા સબબે કરવામાં આવેલી ગણાશે કે ચોકસ સબબ કારણે વચ્ચે આવવાથી મારી કોશેશ નિષ્ફ ઇ હતી. હું જણાવી ચુકયો છું કે લખાણ વામાં મારો હેતુ લોકોને ઉશ્કેરવાનો હતોજ ડી ૧૨૪ ક. કલમ મુજબ મારા તરફથી કરવ

આવેલી કોશેશ છેક છેલ્લા તબકા સુધી લઇ
વામાં આવેલી પુરવાર કરવી જોઇએ છે. ૫૨૨
કલમ મુજબ મારી ઉપર આરોપ મુકવામાં
બ્યો હતો તે વાત જુદી હતી. ત્યાં પુરેપુરી
પણ અરધી પણ કોશેશ કરવા માટે મને
ીરવાર ઠરાવી શકાતે, આવી તકે જો તમે
ા કે મેં ફીતુરની પુરેપુરી કોશેશ કીધી ન
તો તમે મને બીન તકસીરવાર ઠરાવી શકશો
l તકરાર લેવામાં આવી છે કે એક માણસને
ાજ ધ્યાનમાં લેવાનો નથી પણ તેનું પરી
શું આવે છે તે પણ જોવાનું છે. એક
ચોરી કીધી તો તેને ચોરી માટે સજા કર
રહે છે પછી ચોરી કરવાની તેની મતલબ
તે હોય. તકરારી લખાણુ કરવાનો ઇરાદો
હતો કે છેવટની નેમ શું હતી તેમાંની એ
બાબત ધ્યાનમાં લેવા હું તમને નથી કહેતો પણ
ને સાથે ધ્યાનમાં લેવા કહું છું. કેટલીક કોશે
એવી છે કે જે કરવામાં આવે અને તેમાં
ળતા મળે તો કાયદો સજા કરે છે પણ તે
રી અમલમાં મુકી ગુન્હા કરનારને કાયદો
લગાડી શકતો નથી એવો ગુન્હા આપઘાત
. એક જણુ આપઘાત કરવાની કોશેશ કરે
તે નીષ્ફળ નીવડે તો કાયદો આપઘાત કર
ાટે તેને સજા કરે છે પણ એક માણુસ
ઘાત કરી મુડદું બનતાં કાયદો તેને હાથ
ી શકતો નથી, પણ મારે તે બાબત ઉપર
તું નથી.

### કોશેશ કોને કહેવી ?

'ભાલા'ના રાજદ્રોહી મુકરદમામાં મી૦ જ
ર બેટીએ કોશેશ કોને કહેવી તેનું વર્ણન
ર્યું છે અને તેવુંજ વર્ણન આ કોર્ટના માન
ત વડા જડજ સર લોરેન્સ જેનકીન્સે પણ
આપ્યું છે અને તેમાં તેમણે જણાવ્યું છે કે
શેશમાં આગળથી મનમાં ચોકસ વિચાર ધરા
નો સમાવેશ થાયછે. કોશેશનો તેવો અર્થ હું
મારા પોતાના લાભ માટે ખેંચી તાણીને
નથી પણ તે અર્થ આ દેશના કાયદાથી
ભાં આવેલો છે અને જ્યાં સુધી ૧૨૪ એ.
કલમમાં કોશેશ શબ્દ રહેશે ત્યાં સુધી તેનો અર્થ
જુરીએ ઉપર મુજબનોજ સમજવાની અને લખ
વાની જરૂર છે. કાયદો જુદી ચીજ છે અને કા
યદો અમલમાં મુકવો એ જુદું છે અને કાયદો
અમલમાં મુકવાનું જુરીનું કામ છે કહે છે કે
જડજોએ કાયદા બનાવ્યા છે. હું કહું છું કે જુ
રીએ કાયદા બનાવેલા છે અને ચોકસ જડજે
ચોકસ ફરમાન કરવા છતાં પણ તેના કહેવા
પ્રમાણે જુરીઓએ ચાલવા ના પાડી છે. છાપાના
છુટાપણુંનો કીલ્લો જુરી છે અને કાયદાની સખ
તાઇ તપાસી કાયદો કેવી રીતે અમલમાં મેલવો
એ જુરીનો હક છે. ૧૭૯૮ માં જુરી અને કાય
દાશાસ્ત્રીઓ વચ્ચે હકને લગતી જુંબેસ ચાલી
હતી અને એક તરફથી જુરી અને બીજી તરફ
થી ધારાશાસ્ત્રીઓના ઝગડામાં જુરીએ પોતાનો
હક કેવો છે તે બતાવવાની કોશેશ કરી હતી.
ઇંગ્લંડનો જુનો કાયદો એવો હતો કે લખનારનો
ઇરાદો શું હતો તે બતાવવાનું કામ જડજનું
હતું. તે વખતમાં જ્યારે જડજ અને જુરી વચ્ચે
ના હકની લડત ચાલતી હતી તે વખત ઘણો
બારીક હતો અને દેશમાં લોક ઉશ્કેરણી હતી.
૧૭૯૨ માં ફ્રાન્સનું પ્રજાસતાક રાજ્ય થયું હતું
અને તેવોજ વખત હાલમાં હિંદુસ્તાનમાં ચાલે
છે અને સરકારનો વિચાર એવો છે કે લોકલાગ
ણી ઉશ્કેરનારાઓને દાબી દેવા અને તેમને કાળે
પાણી મોકલી દેવા. જેમ હાલ રાજદ્રોહી
લખાણો માટે સંખ્યાબંધ મુકરદમાઓ સરકાર
ચલાવે છે તેમજ આગલા ૧૭૯૨ માં પણ તેવા
જ રાજદ્રોહને લગતા મુકરમાઓ સરકારે લોકો
સામે માંડયા હતા.

### જડજ તથા જુરી વચેની લડત

તે વખતે એક ચોપાન્યું પ્રગટ કરવામાં
આવ્યું હતું, જેમાં એક ગ્રહસ્થ તથા ખેડુત વચે
થયલી વાતચીતના આકારમાં ઇંગ્લંડની પાર્લામેં
ટમાં સુધારા કરવાની કેટલી જરૂર હતી તે દર્શા
વવામાં આવી હતી. આ ચોપાન્યું લખનાર સામે
જડજ તથા જુરી સન્મુખ કામ ચલાવવામાં આ
વતાં જડજે જણાવ્યું હતું કે ચોપાન્યું ફીતુરી

છે કે નહી તે નક્કી કરવાનું કામ મારૂં પોતાનું છે. આ ચોપાન્યું સરકાર સામે શત્રુવટ ભરેલું હું ઠરાવું છું, જેથી જુરીએ આરોપીને તકસીર વાર ઠરાવવો. પણ આરોપીના ધારાના હિમાયતીએ તકરાર લીધી કે ફીતુર કાંઇ કાયદાનો સવાલ નહી પણ બનેલા સંજોગોને લગતો સવાલ છે, જે ઉપર વિચાર કરવાનું કામ જુરીનું છે. તેણે જુરીને આરોપીને બીન ગુન્હેગાર ઠરાવવાને જ ણાવ્યું હતું. હવે જુરી શું કરી શકે? તેને જજે આરોપીને તકસીર ઠરાવવાને જણાવેલું હોવાથી જુરીએ આરોપીને ફકત ચોપાન્યું પ્રગટ કરવા માટે ગુન્હેગાર ઠરાવ્યો હતો પણ ફીતુરી ચોપાન્યું પ્રગટ કરવા માટે ગુન્હેગાર ઠરાવવા માટે જજે પાછળથી મજબુત આગ્રહ કરવા છતાં ના પાડી હતી. જુરીએ મજબુતીથી જણાવ્યું હતું કે એક ચોપાન્યું પ્રગટ કરવાનું કાયદો ગુનાહ ભરેલું ગણતો હોય તો આરોપીને ગુનેહગાર ઠરાવો, જજે તેટલું છતાં આરોપીને ગુનેહગાર ઠરાવ્યો હતો. આ ઉપરથી આરોપીના ધારાના હિમાયતીએ બીજા જજ સન્મુખ એ મુકરદમો લઇ જવા માગ્યો હતો. ત્યાં લઇ જવામાં આવતાં પણ જો કે આરોપીને કરવામાં આવેલી સજા બહાલ રાખવામાં આવી હતી તે છતાં એ બાબત ઉપર પાર્લામેંટનું ધ્યાન ખેંચાયું હતું, જેણે ૧૭૯૨ વાળો કાયદો પસાર કીધો હતો, જે કાયદામાં આરોપીને એવી બાબતમાં ગુન્હેગાર ઠરાવવાની મુનસફી જજ ઉપર નહી પણ જુરી ઉપર છોડવામાં આવી છે. ઉપલા મુકરદમામાં આરોપીના ધારાના હિમાયતીએ વાજબી રીતે તકરાર લીધી હતી કે ચોરી ખુન વગેરેના મુકરદમાની તપાસ ચલાવવા માટે જુરી નેમવામાં આવે કે નહી તે વાત નજીવી છે પણ જ્યાં રાજકરતા તથા પ્રજા અથડામણમાં આવે ત્યાં આરોપીની તપાસ જુરી મારફતે ચલાવવાની પહેલી અગત છે. તેની આ તકરાર હાલમાં પુરેપુરી સ્વીકારવામાં આવે છે અને કાયદામાં એવા મુકરદમાઓમાં જુરીની મદદ લેવાની ગોઠવણ રાખવામાં આવી છે તથા જુરીને માથે એ બાબતમાં ચુકાદો કાયદાની નજરે નહી પણ આસપાસના સંજોગો ધ્યાનમાં લઇ આપવાની નાખવામાં આવી છે. સને ૧૭૯૨ નો કા જુરીને મોટી સત્તા આપનારો છે. ઇગ્લં હાલમાં જજ જુરીને મુકદમાની કેરીયત સ વતાં આરોપી ગુન્હેગાર ગણાવો જોઇએ કે તથા એક કામ કરવામાં તેનો ઇરાદો ભરેલો હતો કે કેમ તે કદી જણાવતો નથી તેનો ફડચો કરવાની સત્તા જુરીને છે એવું એ બાબત ઉપર પોતાના વિચાર આપવાથ લગ રહે છે. તે ફકત મુકદમામાં રજુ કર આવેલી કયી જુબાની મુકરદમા સાથે બંધ છે તે ઉપર જુરીનું ધ્યાન ખેંચી ને ઉપર નુમાન ખેંચી ચુકાદો આપવાનું જુરીની પે ઉપર છોડે છે. જો લોકમાંથી લેવામાં ગમે તે નવ જણની બનેલી જુરી તકરારી ણ કરવામાં મારી નેમ ગુન્હા ભરેલી એ ઠરાવે તો મારે તે ચુકાદો માન્ય રાખવો છે તથા તે સામે મારાથી એક બોલ પણ શકાય નહીં સારે નસીબે હિંદમાં પણ જેવોજ કાયદો છે. મારો મુકરદમો અહીં બઇમાં લાવવામાં આવ્યો છે તે જોઇ હું છું કારણ કે અહીંયાં મારા મુકરદમાની મારફતે તપાસ ચલાવવામાં આવે છે અને મથકોની માફક જીલ્લા મેજીસ્ટ્રેટ મારફતે વામાં આવતી નથી.

### છાપાનાં છુટાંપણાંનો સવાલ.

ઇંગ્લંડમાં સને ૧૭૯૨નો કાયદો કરવામાં આવ્યા પછી ચલાવવામાં આવેલા ફીતુરના મુકરદમામાં જોન રીડ નામના ખક સામે કામ ચલાવવામાં આવ્યું હતું. પી પાર્લામેંટના અંકુશવાળું રાજ્ય પસંદ હતો નહી, તે આગળના જેવો રાજા આપખુદ અમલ સ્થપાયલો જોવા ઇચ્છતો જુરીએ આ બાબતમાં એવો સુધારો આ તો કે જોકે અમો ચોપાન્યામાં દર્શાવેલા વિ સાથે મળતા નથી પણ તે છતાં એ ગ્રંથકાર પ્રમાણિકપણે જે સુધારા થયલા

ઇચ્છતો હતો તે દર્શાવવા માટે બાહેર પાડેલું હોયાથી તથા તેની નેમ પ્રમાણીક હોવાથી અમો આરોપીને બીન તકસીરવાર ઠરાવીએ છીએ. આ મુજબજ તમો મારૂં લખાણુ સુધારા કરવાની રૂડી નેમ રાખી કરવામાં આવ્યું હતું કે કેમ તે વાત ધ્યાનમાં રાખી તમારો ચુકાદો આપજો. તમો મારા કરતાં જુદોજ અભિપ્રાય વખતે ધરાવતા હશો પણ તમારે જોવાનું એ છે કે તે અભિપ્રાય દર્શાવવામાં મારી નેમ પ્રમાણિક છે કે કેમ. તમો મારા વિચારો દર્શાવવા માટે મને તકસીરવાર ઠરાવશો તો તેથી તમો જેમ મારા વિચાર દર્શાવવાનું છુટાપણું છીનવી લેશો તેમજ તમો પણ તમારા વિચારો દર્શાવવાનું છુટાપણું ગુમાવશો કારણ કે તમારા ચુકાદાનો અર્થ એજ થશે કે એક શખસ પોતાના વિચારો છુટથી દર્શાવી શકે નહી. ઇંગ્લાંડમાં ૧૭૯૨નો કાયદો પસાર કર્યા પછી એક ફીતુરને લગતા મુકરદમામાં આરોપીએ જો કે એક મેળાવડા સન્મુખ ખુલી રીતે દેશમાં કેટલાક સુધારા કરવાની જરૂર જાહેર કીધી હતી તથા જણાવ્યું હતું કે જો જરૂર જણાય તો મારી ખાત્રી છે કે આ મેળાવડામાં બીરાજેલો એકે એક જણ એવા સુધારા મેળવવા માટે પોતાના લોહીનું દરેક ટીપું રેડવાને તૈયાર થશે, તે છતાં આ વાક્ય લોકોને માટે હકો મેળવવાની પ્રમાણિક નિષ્ઠાથી બોલવામાં આવ્યું હતું એવું ગણી જુરીએ આરોપીને બીન તકસીરવાર ઠરાવ્યો હતો. વર્તમાનપત્રનું છુટાપણું તથા છકેલપણું શું કહેવાય તેના સંબંધમાં ફરિયાદ પક્ષના ધારાના હિમાતીએ તમો હજુર એક જડજે જુરી સનમુખ ભાષણ કરતાં જે વિચારો દર્શાવ્યા હતા તે કાંઈ સંભળાવ્યા છે પણ છકેલપણું નકી કરવાનું કામ જડજનું નહી પણ જુરીનું છે. મારૂં લખાણ વર્તમાનપત્રના છુટાપણાં કે છકેલપણાંના ...માં આવે છે તે બધા સંજોગો જોઇ તમારે ...રવાનું છે. ઇંગ્લાંડની માફક અત્રેની કોર્ટ ... જડજ અનુમાન શું ખેંચવું તે નકી ... જુરી ઉપરજ છોડે છે. એક શખસ કો... લખાણમાં શાંત તથા સુલેહ ભરેલી રી. તે રાજબંધારણમાં ફેરફાર કરવાની જરૂર દર્શાવે તેની વચ્ચે આવવું તે લોકોનાં છુટાપણાં ઉપર તરાપ મારવા જેવું છે. અંગ્રેજી કેળવણીએ આ દેસમાં પગપેશારો કીધો છે તેને પરિણામે આપણે અંગ્રેજી પ્રજાની નકલ કરીએ છીએ, પણ અત્રે સત્તાવાળાઓ તરફથી જણાવવામાં આવે છે કે ઇંગ્લાંડના જેવું છુટાપણું હિંદમાં આપી શકાય નહી,

### આપખુદી અમલ સામે લડત.

હાલમાં હિંદમાં આપણે મોટા અમલદારી વર્ગની આપખુદ સત્તા સામે લડત ચલાવીએ છીએ જે લડત ચલાવવામાં મેં તમને ૧૭૪૨ માં ઇંગ્લાંડમાં લખાણો કરી લડત ચલાવનારાઓના જે દાખલા આપ્યા છે તેમાં તેઓને ત્યાંની જુરીએ બીનગુન્હેગાર ઠરાવી જે ટેકો આપ્યો હતો તેવોજ ટેકો તમો જુરીના ગૃહસ્થોએ હિંદમાં લખાણ કરનારાઓને આપવો જોઇએ છે. છાપાનાં છુટાપણાંને જાળવવા માટે તમો જુરીના ગૃહસ્થોના ટેકાની પહેલી જરૂર છે. તમો જુરીના ગૃહસ્થો વર્તમાનપત્રોના રક્ષણ કરતાઓ છો વરતમાનપત્રો સત્તાવાળાઓના આપખુદ અમલ સામે લડત ચલાવે છે, જેમાં તમારી નહી તો બીજા કોણુની મદદની વકી રાખી શકાય? તમને જો લાગે કે એક લખાણ નીરઅપરાધી છે એવું ઠેરવી શકાય તો તે તુરત નીરઅપરાધી તરીકે ઠરાવવાની તમારી ફરજ છે. જો હિંદ ઉપર તદ્દન આપખુદ અમલ ચલાવવામાં આવેલો જોવા માગતા હોવો તો તમો વર્તમાન પત્રોનું છુટાપણું કચડી નાખો, પણ મેળવવા માટે મોટા ભોગો આપ્યાં છે તે પ્રજાનો અમલ છે, ત્યારે તમારી ફરજ છે કે અત્રે મોટા અમલદારી વર્ગના આપખુદ અમલ તોડવા માટે વર્તમાનપત્રો તરફથી ચલાવવામાં આવતી લડતને ટેકો આપવો. હું અત્રે તમારી દયા મેળવવા માટે આવ્યો નથી પણ પ્રજાના હકો માટે લડત ચલાવવા આવ્યો છું. તમારા અને મારા વિચાર એ બાબતમાં જુદા પડશે પણ તમારે જોવાનું એટલુંજ છે કે

લડત ચલાવવામાં મારી નેમ પ્રમાણિક છે કે કેમ. હવે હું એક અમેરીકન કાયદો તમો આગળ ટાંકી બતાવીશ ત્યાં પણ આપખુદ અમલ તથા પ્રજા વચ્ચે મોટી લડત ચાલતી હતી હું સને ૧૭૩૫ ની વાત કરૂં છું, જે વેળા અમેરિકા ઉપર અંગ્રેજી અમલ ચાલતો હતો. હિંદમાં હાલ આ મોટા અમલદારાહી વર્ગ તરફથી જેવો આપખુદ અમલ ચલાવવામાં આવે છે તેવોજ આપખુદ અમલ ત્યાં ચલાવવામાં આવતો હતો. આ મુકરદમામાં સને ૧૭૩૪ માં અંગ્રેજી ગવર્નર હતો, તે આપખુદીથી અમલ ચલાવતો હતો. ન્યુયોર્કનાં વર્તમાન પત્રોએ તે અમલ ઉપર સખ્ત ટીકાઓ કીધી હતી નવેંબર માસમાં એક લેખકને ફીતુરી લખાણ કરવા માટે પકડી તુરંગમાં નાંખવામાં આવ્યો હતો. તેને લખવાની ચીજો કાંઇ હાથ ધરવા દેવામાં આવી હતી નહીં. સારે નસીબે મારા સંબંધમાં તેમ કરવામાં આવ્યુ નથી. પણ પોતાના મદદનીશને પોતાના ઓરડાનાં બારણામાંથી પોતાના વિચારો જણાવી પોતાનાં પત્રનું અધિપતિપણું ચલાવવાનું તેણે ચાલુ રાખ્યું હતું. આ લેખક સામે એવો આરોપ મુકવામાં આવ્યો હતો કે તેણે સરકાર ઉપર આડકત્રા આરોપો તથા તેની સામે શકમંદ ઇશારા કીધા હતા. સરકારે પોતા માટે બધા હુશીઆર ધારાના હિમાયતીઓને રોકી રાખ્યા હતા. પણ સારે નસીબે હેંસી વરસની ઉમ્મરનો હેમીલ્ટન નામનો ધારાનો હિમાયતી પ્રજાને છુટાપણાંને ખાતર આરોપી તરફથી હાજર થયો હતો. તેણે તકરારી લખાણ આરોપીએ લખ્યું હતું એવું કબુલ કીધું હતું. આ ઉપરથી જડજે કહ્યું કે આરોપી તરસીરવાર ઠરે છે, કારણ કે ફીતુરી લખાણ તેણે લખ્યું છે એટલુંજ જોવાનું રહ્યું હતું. પણ હેમીલ્ટને જણાવ્યું કે લખાણુ ફીતુરી છે એવું પેહેલે પુરવાર કરવું જોઇએ છે. ફરિયાદ પક્ષે લખાણ એટલા સબબ માટે ફીતુરી ગણ્યું હતું કે તે લખાણમાં અંગ્રેજી ગવરનર સામે હુમલ્લો કરવામાં આવ્યો હતો જે ઈગ્લંડના રાજકર્તાનો પ્રતિનિધિ હોવાથી રાજકર્તા સામે ધિક્કાર બતાવવા જેવું લખાણ હતું. અત્રે હિંદમાં પણ એમજ દરેક પોલીસનું માણસ પોતાને રાજ કર્તાના પ્રતિનિધિમાં ખપાવે છે આ બાબતમાં જડજે જયુરીને કહ્યું હતું કે લખાણ કરવાનો ઇરાદો રાજઅમલમા સુધારો કરવાનો કે બીજો કાંઇ હતો તે ધ્યાનમાં નહીં લેતાં ફકત લખાણ ફીતુરી છે કે કેમ તે ઉપરજ ધ્યાન આપવું. પણ જયુરીએ કશાની પરવા નહીં કરતાં આરોપીને બીનતકસીરવાર ઠરાવ્યા હતા. મેં જે લખાણ કીધું છે તે તદ્દન પ્રમાણિક હેતુથી કીધું છે, એવું હું પાછળથી બતાવી આપીશ. ખરૂં જોતાં જુરીના ગૃહસ્થોજ જડજો છે, કારણ કે તેઓનેજ બધો ચુકાદો આપવાની સત્તા છે, તેઓ એક લખનારની પ્રમાણિક નેમ સમજતાં વાર લગાડતા નથી, જેથી એકદમ કોઇને ફીતુર માટે તેઓ તકસીરવાર ઠરાવતા નથી. આ સબબે ઈંગ્લંડમાં ફીતુરી મુકદમાઓ ઘણી નજીવી સંખ્યામાં નોંધાય છે. આ દેશની જુરી પણ ઈંગ્લંડની જુરીની નકલ કરે તો અત્રે પણ એવા મુકરદ્દમાની સંખ્યા ઓછી થઇ જાય. મી૦ તિલકે તે બાદ પોતાનાં તા૦ ૯ મી જુનનાં તકરારી લખાણમાંથી એક વાકય વાંચ્યું હતું, જેમાં જણાવવામાં આવ્યું હતું કે "સરકાર જો લોકોની ફરિયાદો ઉપર ધ્યાન આપશે તો આવા બનાવો ભવિષ્યમાં બનતા અટકશે." આ વાકય વાંચી મી૦ તિલકે જણાવ્યું કે મારૂં લખાણ કોઇ બીજીજ નેમથી લખવામાં આવ્યું છે, એવું શા માટે માની લેવું જોઇએ? લખાણની એવીજ મતલબ એજ લખાણમાં આવેલા જુદા જુદા ફકરાઓ ઉપરથી માલમ પડે છે.

અત્રે મી૦ તિલકે પોતાનાં લખાણમાંથી જુદા જુદા ફકરાઓ જુરી સન્મુખ ટાંકી બતાવ્યા હતા.

તે બાદ તેઓએ પોતાનાં લખાણમાં આવો ફકરો વાંચી સંભળાવ્યો હતો:-'
પત્રો જણાવે છે કે હિંદી વર્તમાન પત્રો અમલદાર વર્ગ સામે ટીકા કરે છે તેથી

પોરમાં બનેલા જેવા બનાવો બનતા આપણે જોઇએ છીએ. આથી હીંદી પત્રોને એવાં ટીકા કરતાં અટકાવવાં જોઇએ. " પણ અંગ્રેજી પત્રોના આ ટીકા મુર્ખાઇ ભરેલા છે. આ વાક્ય ટાંકી મી. તિલકે જણાવ્યું કે મારાં આ વાક્ય ઉપરથી જોવામાં આવશે કે મારૂં લખાણ અંગ્રેજી પત્રોમાં આવેલી ટીકાઓનો રદીઓ આપવા માટે લખવામાં આવ્યું છે.

### "કેસરી" પત્રનો ઓહોળો ફેલાવો-પત્રોમાં લખાણ કેમ થાય છે?

હવે કયા સંજોગો વચે ટીકા કરવામાં આવ્યા હતા તે ઉપર હું તમારૂં ધ્યાન ખેંચીશ. મુઝફરપોરમાં બોંબથી બે બાનુઓ માર્યા જવાનો બનાવ એપ્રીલ માસની અધવચ્ચે બન્યો હતો. હવે આ વાત યાદ રાખવાની છે કે મારાં "કેસરી" પત્રનો અંગ્રેજી કે હિંદી પત્રો કરતાં સર્વેથી વધુ ફેલાવો થાય છે. મારી ફરજ દરરોજ બનતા બનાવો ઉપર મારા સંખ્યાબંધ વાંચનારાઓના લાભ માટે ટીકા કરવાની હતી. ખરૂં જોતાં અશાંતિના વખતમાં એક જાહેર લેખકની ફરજ છે કે સરકારને જાપતાના ઇલાજ લેવા માટે અટકાવવાને જણાવવું. આ ફરજ લગાર મુશ્કેલ છે પણ તે એક જાહેર લેખકને બજાવવી પડે છે. અમે કાંઇ બીજો ધંધો નહિ હોવાથી પૈસા કમાવા માટે વર્તમાનપત્રો નથી ચલાવતા પણ લોકોને દેશમાં બનતી વિગતોથી વાકેફ કરવાની મતલબથી ચલાવીએ છીએ. એક લેખકને બનતા બનાવો ઉપર તુરતાતુરત વિચારો આપવા પડે છે. આજે એક બનાવ બને અને તે બનાવ બન્યા પછી આવતી કાલે પત્ર પ્રગટ થવાનું હોય તો જે દિવસે બનાવ બને તે ઉપર તેજ દિને તુરતા તુરત ટીકાઓ કરવી પડે છે. તેમાં દર્શાવેલા વિચારો વખતે ભુલ ા પણ હોય. પણ તે છતાં દરરોજ બનતા ઉપર ટીકા તો કરવી પડે છે. એ ટીકા જાહેર તરીકે ગણી લોકોને ખરો માર્ગ બ માટે કરવામાં આવે છે. આ ફરજ બ ાં લખાણમાં અહીં તહીં કાંઇ એવા ફકરા આવે કે જેથી લોકોમાં ઉશ્કેરણી ફેલાવવાનો સબબ રાખવાનું કારણ મળે તો ફક્ત તેજ ઉપરથી મારી પ્રમાણિક નેમ ઉપર શક લઇ જવાનું ઘાતકી ગણાશે. આ ટીકા કરતાં હું અત્રે જણાવીશ કે મારાં લખાણમાંના કોઇ પણ ફકરાઓથી ઉશ્કેરણી ફેલાઇ હોય એવું હું માનતો નથી. તે ઉપરાંત મેં આ લખાણ કીધું હતું તે વેળા બીજાં પત્રો શું વિવેચન કરતાં હતાં તે હું તમો સન્મુખ રજુ કરીશ. તે ઉપરથી મારી લખાણ કરવાની નેમ શું હશે તે તમો સમજી શકશો. આ લખાણ લખતી વેળા મારી હજુર મુઝફરપોરના બનાવ ઉપર કરવામાં આવેલી ટી-કાઓવાળાં વર્તમાન પત્રો પડેલાં હતાં જેમાં આવેલી તકરારોનું ખંડન કરવાનું હતું. એજ રીતે ઇંગ્લંડના પત્રો કામ લે છે. ઇગ્લંડમાં વર્તમાન પત્રો લીબરલ, કનઝરવેટીવ, સોશીએલીસ્ટ વગેરે જુદા જુદા પક્ષનાં હોય છે. તેઓ જુદી જુદી રીતે ટીકાઓ કરે છે બુર લડાઇની વેળા કેટલાંક પત્રો જે લડાઇની તરફેણમાં હતાં તેઓ લડાઇની દરરોજ મળતી રહેતી ખબરો ઉપર તે મતલબના ટીકા કરતાં હતાં, જ્યારે બીજાં લડાઇના કામ સામે નાપસંદગી બતાવનારા ટીકા કરતાં હતાં.

### મુઝફ્ફર પોરવાળો બોંબ ફેંકવાનો બનાવ.

મુઝફ્ફરપોરમાં બનેલા બનાવના સંબંધમાં બે જાતના ટીકા થતા હતા એ બનેલો બનાવ ખેદકારક હતો તે વીશે તો કાંઇ સવાલ નહી હતો. પણ આ બનાવ અસાધારણ હતો તથા તે અટકાવવા તથા તેનું કારણ દરશાવવા માટેની ટીકાઓ બધાં પત્રો તરફથી કરવામાં આવી હતી. હવે આ બનાવ બન્યા પછી શું બન્યું ? એ વેળા અંગ્રેજી પત્રો કેવી ટીકા કરતાં હતાં તે હું તમને જણાવીશ. એમ ધારો કે એક કલબમાં કોઇ બાબત ઉપર તકરાર ચાલી છે તેમાં હું ભાગ લઉં અને બીજા સભાસદોએ કીધેલાં ભાષણનું ખંડન કરવા માટે હું ભાષણ કરૂં તે એકલું ભાષણ સાંભળી તે ભાષણ ઉપરથીજ તમો માગ વિચારોના સંબંધમાં કાંઇ અનુમાન બેંચો

તો તે ભુલ ભરેલું આવશે. તમો ખરું અનુમાન તો મારી આગળના સભાસદોએ કીધેલાં ભાષણો માં શું બોલાયું હતું તે ઉપર પણ વિચાર કર્યા પછીજ આપી શકો. હવે બોંબને લગતાં મારાં લખાણ ઉપર હું આવીશ. બોંબના બનાવના સંબંધમાં મેં એકલાએજ વીવેચન કીધું નથી. "પાયોનીયર" "બોંબની ખાસીઅત" ઉપર લખ્યું હતું. મેં બોંબના ભેદ ઉપર લખાણ કીધું છે. "પાયોનીયર"નાં તથા મારાં લખાણોમાં હેરફેર વીચારો દર્શાવવામાં આવ્યા છે પણ તેની સાથે તમને કાંઇ નથી. તમને એટલુંજ જોવાનું છે કે જેમ "પાયોનીયર" ને બોંબની એક બાબતના સંબંધમાં લખાણ કરવાનો હક હતો તેમ મને બીજીના સંબંધમાં હક હતો. બોંબના સવાલના સંબંધમાં મારી ફરજ મારી કોમના વિચારો બાહેર પાડવાની હતી. તે વિચારો દર્શાવવાનો મારો હક નાપાડવામાં આવે તો પછી વર્તમાનપત્રોની શું જરૂર રહી ? મુઝફ્ફરપોરના આ ખેદકારક બનાવના સબબોના સંબંધમાં મતફેર પડયો છે પણ ખુદ આ બનાવ ખેદકારક છે તે વિશે તો કાંઇ શક નથી. આ બનાવ ખેદ કારક છે કરી હું હમણાજ કહેતો નથી પણ હું પહેલેથીજ કહેતો આવ્યો છું. એ બનાવને લગતું મારા એક લખાણનું મથાળુંજ મેં "દેશની દુર્દશા" એવું કીધેલું તમો જોશો આ બાબતમાં મતફેર બોંબ ફેકવાનાં સબબોના સંબંધમાં ફકત પડયો છે. આ બનાવ માટે કેટલાકો ખુદ હિંદી પ્રજાકીય કોન્ગ્રેસને બદનામ કરવા લાગ્યા હતા. તેઓ જણાવતા હતા કે કોન્ગ્રેસમાં થયલાં ઉશ્કેરણી ભરેલાં ભાષણોનું તે પરીણામ હતું. કેટલાકોએ જણાવ્યું હતું કે એ બોંબના બનાવ માટે આકળા વિચાર ધરાવનારા પણ જોખમદાર છે. "ઈંગ્લીશમેન" "પાયોનીયર" "ટાઇમસ ઓફ ઈંડીઆ" "લંડન ટાઇમ્સ" વગેરે પત્રો એવા વિચારો દર્શાવવા લાગ્યાં હતાં કે કોન્ગ્રેસ જેવા મંડળને તથા આકળા વિચાર ધરાવનારા પક્ષને સખત હાથે દાબી દેવાં જોઇએ છે. હવે તમો જો મારી સ્થિતિમાં હતે તો તમો એવી વખતે શું કરતે ? તેમ કરવામાં આવેલી એવી ભલામણ સામે મજબુત વિચારો શું નહી દર્શાવતે ? આવી કરવામાં આવેલી ભલામણ સામે મારી મરાઠી કોમની લાગણીજ નહી પણ આખી હિંદી કોમની લાગણી મેં મારાં લખાણમાં દર્શાવી હતી. મેં આ લખાણ હિંદી કોમને ઉશ્કેરવા માટે નહી પણ હિંદી કોમ એ બાબતમાં શું વિચારો ધરાવે છે તેથી સરકારને વાકેફ કરવાની મતલબથી કીધું હતું આ મારો બચાવ છે અને આ મુકરદમાનો ચુકાદો આપવા માટે તમને એ બચાવ ઉપરજ ધ્યાન આપવું જોઇએ.

## પોતાની ભુલ જોઇ નહી શકતા સરકારી અમલદારો.

હવે હિંદી પ્રજાકીય કોન્ગ્રેસના સંબંધમાં હું કહીશ કે આ મંડળની નેમ સરકારી મોટા અમલદારોના વર્ગનો હાલમાં હિંદ ઉપર અમલ ચાલે છે તેમાં સુધારા કરવાની રાખવામાં આવી છે. મોટા સરકારી અમલદારોનો વર્ગ કેવી રીતે કામ કરે છે તે હું તમને જણાવીશ. એક મેજની આસપાસ દસ જણા બેઠેલા હોય તેઓને પોતાની સંખ્યા જણાવવાને કહેવામાં આવતાં દરેક જણ પોતાને ભુલી જઇ નવજ જણની સંખ્યા જણાવે તેની રીતે મોટા સરકારી અમલદારોનો વર્ગ કામ કરે છે. મોટા અમલદારોનો વર્ગ કહે છે કે દેશમાં અશાંતિ ચાલતી હોવાનો કાંઇ સબબ તે જોઇ શકતો નથી. તે કહે છે કે અંગ્રેજી અમલ ઘણો ઉદાર દીલનો છે, લોકો તેથી સંતોષ પામ્યા છે તથા લોકોને અસંતોષી બનવાનું કાંઇ કારણ જણાતું નથી. ફકત કારણ એટલુંજ જણાય છે કે થોડાક ફીતુરીઓ ભાષણ તથા લખાણ કરી દેશમાં અસંતોષ ફે છે. પણ મેજની આસપાસ બેઠેલા શખ્ તાને ગણવાનું ભુલી જાય છે તેમ મોટા રી અમલદારો પોતાનો આપખુદ અમલ અશાંતિનો સબબ છે તે સમજવાનું ભુલી

છે. હવે આપણે અસલ બાબત ઉપર આવીએ. બોંબ ફેંકવાના સબબો શું છે તથા તે અટકાવવા માટેના ઇલાજો શું લેવા જોઇએ છે? મેં સબબ જણાવ્યા છે અને હવે હું ઈલાજ લેવાના સંબંધમાં બોલીશ. એ બાબત ઉપર મેં જે લખાણ કીધું છે તે કરતી વેળા પ્રથમ હિંદી પત્રોમાં આવેલા તથા પાછળથી અંગ્રેજી વર્તમાનપત્રોમાં આવેલા વિચારો ઉપર અને તે પછી વર્તમાનપત્રોને લગતા તથા દારૂગોળા જેવી ફાટી ઉઠનારી ચીજોને લગતા કાયદાઓ ઉપર બીજા પત્રોએ જે વિચાર દર્શાવ્યા હતા તે ઉપર મેં મારા પ્રમાણિક અભિપ્રાય મુજબ ટીકા કીધી હતી. હું સવાલ તમોને પુછીશ કે તમો જાહેર લેખક હોતે તો શું ચાલુ બનાવો ઉપર તમો ટીકા નહી કરો ? શું તમો ચાલુ બનાવો ઉપર વિવેચન કરવાનું છોડી દઈ ઇજીપ્તમાં પુરાણી ચીજોની કરવામાં આવેલી શોધખોળો ઉપર વિચાર દર્શાવવાને બેસી જાઓ ? મારી ઉપરનો આરોપ સાબેત કરવા માટે મારાં લખાણ ઉપરાંત આ બધા સજોગો તમો હજુર મુકવાને બદલે બલકે લખાણમાંના કયા ફકરાઓ શીતુરી છે તે દર્શાવવા વગર ફક્ત આખું લખાણ તમો હજુર મુકી મને તકસીરવાર ઠરાવવાને તમને જણાવવામાં આવ્યુ છે.

## ભુલાવો ખવાડનાર તરજુમાનો આધાર.

મારા મરાઠી લખાણનો ઘણી ખરાબ રીતે તરજુમો કરવામાં આવ્યો છે તથા તે ઉપરથી મને તકસીરવાર ઠરાવવાને તમને જણાવવામાં આવ્યું છે. મારાં લખાણનો તરજુમો કેવી રીતે કરવામાં આવ્યો છે ? મરાઠીમાં આ સાધારણ કહેવત છે કે "એક દોરડાને ભુલથી સર્પ સમજી તેને મારવા દોડતા ના" એ વાકયનો તમો હજુર રજુ કરવામાં આવેલા સત્તાવાર અંગ્રેજી તરજુમામાં એવો અર્થ આપવામાં આવ્યો છે કે એક દોરડાને સર્પ છે એવું કહી તેને મારવા કરવામાં કાંઇ સાર નથી. મેં ઉપર ખરો તરજુમો આપ્યો છે. તે સાથે આ સરખાવતા આ તરજુમો કેટલો બેહુદો છે તે તમો તુરત સમજી શકશો. અંગ્રેજી બોલ "એ કીંગ" નો કોઇપણ રાજા એટલે રાજકર્તા એવો અર્થ કરવાને બદલે દેશના હાલના રાજા એવો કરી દેવામાં આવ્યો છે. "કીલ" એટલે ખાલી મારી નાંખવું તેનો અર્થ એસેસીનેશન એટલે ખુન કરવું એવો કરવામાં આવ્યો છે. એવો ભુલાવો ખવરાવનારો રજુ કરી તે ઉપરથી તમને મને તકસીરવાર ઠરાવવાને જણાવવામાં આવ્યું છે. એવી રીતનો તરજુમો કરવામાં આવે ત્યારે તો તે ઉપરથી કોઇ પણ લખાણને શીતુરીના વર્ગમાં સેહેલથી લાવી શકાય.

## ચુપકીદી જાળવવા માટે ચેતવણી.

મુંબઇમાં ભરવામાં આવેલાં પ્રદર્શનમાં "લાફીંગ ગેલરી" નામની ગમત પુરી પાડવામાં આવી હતી તેની મુલાકાત લેનારાઓને યાદ હશે કે આ લાફીંગ ગેલરીમાં મુકવામાં આવેલી છબીઓમાં જોનારનો ચેહેરો કદરૂપો બની જઇ વાંદરા વગેરે જાનવરો જેવો દેખાતો હતો. આથી મોટી હસાહસ દોસ્તો વચે થઇ રહેતી હતી. જ્યાં સુધી એ લાફીંગ ગેલરી હસવા માટે પ્રદર્શનમાં મુકવામાં આવી હતી ત્યાં સુધી તે એક ગમત આપનારી ચીજ હતી પણ જ્યારે તે "લાફીંગ ગેલરી"ના જેવી ગમત તરજુમા વાંકા ચુકા કરી અત્રે કરી બતાવવામાં આવે છે ત્યારે તે મારા જેવા આરોપી માટે ઘાતકી જેવું થઇ પડે છે. તે બાદ તરજુમો ભુલભરેલો કરવામાં આવ્યો છે તે બતાવવા માટે કેટલાક વધુ દાખલાઓ આપી મી. તીલકે જણાવ્યું કે આ તરજુમો ખોટો કરવામાં આવ્યો છે તો તેને બદલે નવો તરજુમો તમો હજુર રજુ કરવાની મારી કાંઇ ફરજ નથી. મેં તો મરાઠી ભાષામાં લખાણ કીધું છે, ખુદ તે લખાણ શીતુરી હોય તો તે માટે મને જવાબદાર ગણવો જોઇએ છે. પણ તેના ખોટા અંગ્રેજી તરજુમા ઉપરથી મને તમો તકસીરવાર ઠરાવી શકો નહી. મે મી૦ જોશીને જુબાની લેવામાં આવતી હતી તે વેળા મી૦ બ્રાન્સને પુછયું હતુ કે તમો તર

ફથી રજુ કરવામાં આવેલો તરજુમો ખોટો નથી એવું બતાવવા માટે તમો મી૦ જોશીના ઉપરાંત બીજો કોઇ સાક્ષી બોલાવશો કે અથવા બીજો ખરો તરજુમો તમો અત્રે રજુ કરશો? તેના જવાબમાં તેણે જણાવ્યું "કે હું બેમાનું એક પણ કરનાર નથી. વખતે એમ કહેવામાં આવશે કે આ તરજુમો ખોટો હોય તો મારે પોતે ખરો તરજુમો કરી તે રજુ કરવો જોઇએ. પણ મારે તે કામ શા માટે કરવું જોઇએ ? હુ શા માટે તરજુમા ખાતાનું કામ કરી સરકારને મુફતમાં તરજુમો પુરો પાડું ?

મી૦ તીલકના આ ટીકાથી કોર્ટમાં હસાહસ થઇ રહી હતી. જે ઉપરથી નામદાર જજે ચેતવણી આપી હતી કે તમાશગીરો જો ગંભીરત નહી જાળવશે તો કોર્ટમાંથી બધાને બાહેર કહડવામાં આવશે. આ ધમકીની તમાશગીરો ઉપર અસર થઇ હતી તથા બાકીનું ભાષણ પુર ગંભીરાઇથી સાંભળવામાં આવ્યું હતું.

મી૦ તિલકે તે બાદ આગળ ચાલતાં જણાવ્યું કે મારી ફરજ ફક્ત તરજુમો ખોટો છે એવુ બતાવવાની છે, કારણ કે કાયદો એવું જણાવે છે કે જો એવું બતાવવામાં આવે કે આરોપી ઉપર જે આધારે કામ ચલાવવામાં આવ્યું હોય તે મોટે ભાગે ખોટો જણાય તો આરોપીને છોડી દેવો જોઇએ છે. હવે હું તરજુમો કેટલો ખોટો છે તે બતાવવા માટે આખું મરાઠી લખાણ હાથમાં લઇ તેના જુદા જુદા ફકરા ટાંકી બતાવી તેનો ખોટો અંગ્રેજી તરજુમો કેવી રીતે કરવામાં આવ્યો છે તે હું તમને બતાવીશ. તમો જુરીના ગ્રહસ્થોમાંના કોઇ મરાઠી ભાષા જાણતા હોય તો તા૦૧૨મી મેનું અસલ મરાઠી લખાણ તમારા હામાં મુકી કયા બોલો ખોટા છે તે હું બતાવતે, જાઓશ.

અત્રે જુરીના ફોરમેને મરાઠી નકલ માંગતાં મી૦ તિલકે નવ નકલો જુરીના ગૃહસ્થોને પુરી પાડી હતી.

તે પછી મી૦ તિલકે જુદા જુદા બોલો ટાંકી તેના અંગ્રેજી તરજુમામાં તે માટે કેવા બોલો મુકવામાં આવ્યા હતા તથા તેને બદલે કેવા મુકવા જોઇતા હતા તે થોડાક બતાવ્યા પછી બતાવવાનું આવતી કાલ ઉપર મુલતવી રાખ્યું હતું.

નામદાર જડજે જણાવ્યું કે જુરીના જે ગૃહસ્થો મરાઠી સમજતા હોય તેઓને બાકીના ગૃહસ્થોને અંગ્રેજી તરજુમો કેવો થવો જોઇએ તે સમઝાવવાનો હક છે તથા તેવોજ હક આરોપી પણ ધરાવે છે, પણ જે જુરીનો ગૃહસ્થ મરાઠીનો અર્થ નહી સમજતો હોય તેને તેની સમજણ કોઇ બાહેરનાં માણસ પાસેથી મેળવવા હક નથી.

**મુકરદમો સાંભળવાની નવી ગોઠવણ.**

આજે બપોરે ખાણા પછી કોર્ટ બેસતાં જુરીના ફોરમેને નામદાર જડજને જણાવ્યું કે શુકર તથા શનીવારે ઇંગ્લાંડની મેલ સ્ટીમરના આવજાના દિવસ હોવાથી એ દિવસે ઘણું કામકાજ રહેતુ હોવાથી શુકરવારે અરધો દિવસ તપાસ ચલાવી વધુ તપાસ સોમવારે ચલાવવામાં આવે તો ઠીક. આ ગોઠવણ સામા મી૦ બ્રાન્સન તથા મી૦ તિલકે કશો વાંધો નહી લીધાથી શુકરવારે બપોરે અઢીવાગા સુધી તપાસ ચલાવી વધુ તપાસ સોમવાર ઉપર રાખવાની ગોઠવણ કરવામાં આવી હતી.

૫ મો દિવસ શુકરવાર તા૦ ૧૭ મી જુલાઇ.

આગલે દિવસે થયલી ગોઠવણ મુજબ આજે અઢી વાગ્યા-સુધીજ કોર્ટનું કામ ચાલ્યું હતું, અને તે પછી કોર્ટ સોમવાર ઉપર મુલતવી રહી હતી. આજે પણ મી૦ તિલકે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું હતું.

**અંગ્રેજી પત્રોમાં હિંદીઓ સામા સખત લખાણો-તેના જવાબ માટે થયલાં લખાણો.**

તેઓએ જણાવ્યું કે મેં તમને જણાવ્યું હતું તેમ નકરારી લખાણ કરવામાં મારી મતલબ તે વેળા થાસનાં વિવેચનમાં મારા [illegible] આગ

લેવાની હતી. બીજું એ કે મેં મારી મરાઠી કો
મના લાભ માટે એ લખાણ કીધું હતું તથા ત્રી
જું એ કે જે ટીકા તે વેળા મુઝફ્ફરપોર ખાતે
બોંબ ફેંકવાના બનેલા બનાવના સંબંધમાં કરવા
માં આવતા હતા તેનો રદયો આપવા મેં કોશેશ
કીધી હતી. મારાં લખાણની ફક્ત મરાઠી
કોમ ઉપરજ અસર થાય એવું હતું
કારણ કે મારૂં મરાઠી પત્ર ફક્ત મરાઠી ભાષા
સમજતાં આસામીઓજ વાંચે છે. બધા સંજો
ગો ઉપરથી તમારે જોવાનું છે કે લખાણ કરવા
માં મારો ઇરાદો તથા નેમ શું હતી. હું થોડા
વખતમાં કેટલાંક વર્તમાનપત્રોના ફકરા વાંચી બ
તાવીશ, જે ઉપરથી જણાશે કે તે વખતે મારી
આસપાસના સંજોગો કેવા હતા. એક જાહેર લે
ખક તરીકે મેં મારી ફરજ વિચારી હતી કે જે
ટીકા અંગ્રેજી પત્રોમાં થતા હતા તે મારા દેશ
ના લાભની આડે આવે એવા હોવાથી તેનો ર
દિયો આપવો તથા સરકારને ખરો માર્ગ બતા
વવો. હિંદમાં આ સવાલના સંબંધમાં મોટા
સરકારી અમલદારોનો વર્ગ તથા હિંદી પ્રજાકીય
કોન્ગ્રેસ વર્ગ એવાં બે તડો પડી ગયાં
હતાં. આ તડાં પડવાનો સબબ બંનેના લાભો
અથડામણમાં આવતા હોવાનો હતો જે કે સબ
બે ઇંગ્લંડમાં કનઝરવેટીવ તથા લીબરલ એવાં બે
તડો પડી ગયાં છે. હિંદમાં પડેલાં મેં ઉપર જ
ણાવેલાં બે તડ કોમ કોમ વચે નહી હતાં, જે
એટલા ઉપરથી જોશો કે કેટલાક હિંદીઓએ વિ
વેચનમાં ભાગ લેતી વેળા કાન્ગ્રેસની વિરૂદ્ધનાં
તથા મોટા સરકારી અમલદારોના વર્ગની તરફેણ
માં વિચારો આપ્યા છે. તેમ કરવાનો સબબ હું
કહી શકતો નથી મેં મારા લખાણમાં સરકારને
ચેતવણી આપી હતી કે મુઝફ્ફરપોરમાં બે ખુન થ
યા છે તેથી એકદમ ઉશ્કેરાઇ જઇ ઉતાવળમાં
જાપતાનાં પગલાં નહીં ભરતાં સામાન્ય હિંદી
પ્રજાના લાભને અલવલ નહી આવે તેવી રીતે
શાંત મગજે કામ લેવું. બોંબ ફેંકવાના બનાવ
ઉપર આવી ટીકા કરવામાં આવી હતી તે વેળા
મારી રીતે જણાયલું હતું કે સરકાર વર્તમાન પ
ત્રો ઉપર જાપતાના કાયદાનો તથા એકદમ સળગી
ઉઠનારી ચીજોનાં વેચાણ સામે અંકુશ મુકનારો
કાયદો એવી રીતે બે કાયદા પસાર કરવાની છે
તી. આ બે પગલાં જાપતાનાં પગલાં જેવાં હોવા
થી એક જાહેર લેખક તરીકે લોકોના લાભની જા
ળવણીને ખાતર આ કાયદા પસાર કરવા સામે
મારા પ્રમાણિક વિચારો સરકારને છુટ
થી દર્શાવવાની મેં મારી ફરજ વીચારી હતી.
મારાં આ લખાણ લોકને માટે નહીં પણ ખરૂં
જોતાં સરકારને લોકના વીચારથી વાકેફ કરવા
માટે લખવામાં આવ્યા હતા. લખાણ લખતી વે
ળા કયા બોલો હું વાપરૂં છું તે બરાબર નક્કી
કરવા માટે થોભવાનું અશક્ય હતું. મને તે મારા
વિચારો તુરતાતુરત દર્શાવવાના હતા.

## જાહેર લેખકની મુસ્કેલીઓ.

મી૦ જોશી અત્રે જુબાની આપવા માટે
રજુ થતાં મેં તેઓને "એરર ઓફ જજમેંટ"નો
અર્થ પુછતાં તેઓએ વીચાર કરી તેનો જવાબ
બીજે દિને આપવા જણાવ્યું હતું. પણ તે મુજ
બ એક જાહેર લેખક થોભી શકે નહી. તેને તો
તેને તેજ વખત પોતાના વિચારો દર્શાવ્યા વગર
છુટકો રહેતો નથી. આથી પોતાના વિચારો દશાવવા
માટે પોતાના મગજમાં જે પહેલો બોલ આવે તે
લખી નાખવો પડે છે. એક જાહેર લેખકનાં મગ
જ ઉપર કેટલું દબાણ પડે છે તેનો તમને ખ્યા
લ આપવા માટે હું તમને જણાવીશ કે મારી
આપીસમાં એક અઠવાડયામાં બસો પત્રો આવે
છે, જેમાંનો સાર ખેંચી કહાડી તે ઉપર મને
મારી ટીકા કરવી પડે છે. હવે ટીકા ઉપર
આવતાં હું જણાવીશ કે અંગ્રેજી પત્રો જાપતાના
ઇલાજની ભલામણ કરવા મંડી ગયા હતાં તેઓ
જણાવતાં હતાં કે બોંબ ફેંકવાના બનાવો બન
વાનો સબબ દેશમાં ચાલી રહેલી રાજદ્વારી ઉ
શ્કેરણીનો હતો. આ દેશમાંનો એક પક્ષ એવું
માને છે કે દેશનો કારભાર તો ઘણીજ સારી
રીતે ચાલે છે. વખને તમો જુરીના ગ્રહસ્થો એ
વિચારો સાથે મળતા થતાં હશો પણ હું તે

ભુક્ષભરેલા ગણું છું પણ તમને તમારા વિચારો બદલાવવાની હું કાંઇ કોશેશ કરવા માગતો નથી, હું તો ફક્ત એટલુંજ કહેવા માગું છું કે જેમ તમારા વિચારો પ્રમાણિક પણે છુટથી દર્શાવવાનો તમને હક છે તેજ મુજબ મને પણ હક છે. હવે અંગ્રેજી પત્રોની તકરારો ઉપરથી સરકારના મગજ ઉપર કેવી ખરાબ અસર થવાની વકી હતી તે બતાવાવા માટે એ પત્રોમાં આવેલી ટીકાઓના ફકરા હું તમો હજુર ટાંકી બતાવીશ.

## ઇંગ્લંડમાં છુટાપણું.

પણ તે આગમચ ઇંગ્લંડમાં કેવી રીતની તકરારો ચાલે છે તે ઉપર હું વિવેચન કરીશ. ઈંગ્લંડમાં હાલમાં અમલ લીબરલ પક્ષ ચલાવે છે. કોનઝરવેટીવ પક્ષ કહે છે કે લીબરલ પક્ષને કહાડી અમારા હાથમાં મુકવો જોઇએ છે. એમ બોલવા માટે તેઓને શું ફીતુરી કહેવામાં આવે છે કે ? ઇંગ્લંડમાં તે ઉપરાંત ખુદ અમીરોની સભા સદંતર કહાડી નાખવાના સંબંધમાં મજબુત ઉશ્કેરણી ચલાવવામાં આવે છે તથા એ સભા કહાડી નાંખવા માટે ઇંગ્લંડના મરહુમ વડા પ્રધાન સર હેન્રી કેમ્પબેલ-બેનરમેને આમની સભાની અંદર તેમજ તેની બહાર સખત ભાષામાં ભાષણો કીધાં હતાં. શું તે માટે તેને ફીતુરી ગણી તેની સામે કામ ચલાવવામાં આવ્યું હતું ? જેમ ઈંગ્લંડમાં તેમજ હિંદમાં વર્તમાનપત્રોને પોતાના વિચારો છુટથી દર્શાવવા માટે કાયદાએ છુટાપણું આપ્યું તેનો ઉપયોગ ઈંગ્લાંડની માફક અત્રે પણ આપણે શા માટે નહી કરીયે? ઇંગ્લાંડમાં છાપાનું છુટાપણું લોકોએ સરકારની સામે થઇ સને ૧૭૯૨ માં મેળવ્યું હતું પણ આપણને તો સારા નસીબે એક મહેરબાની તરીકે એ હક આપવામાં આવ્યો છે હવે મુઝફ્ફરપોરના બોંબ ફેંકવાના બનાવ ઉપર આવતાં હું જણાવીશ કે એ બનાવના સંબંધમાં અંગ્રેજી પત્રોએ કેટલુંક વિવેચન કીધું હતું, જેનો "બંગાળી" 'હિંદુ' વગેરે હિંદી પત્રોએ રદીઓ આપવાની કોશેશ કીધી હતી, આ મુજબ આ બનાવ ઉપર એકજ જગ્યાએ નહિ પણ હિંદના બધા ભાગોમાં ટીકા ચાલી રહી હતી. તેટલાં ઇંગ્લાંડના મેલ સાથે મળેલ પત્રોમાં એ બનાવ ઉપર કેટલીક ટીકાઓ કરવામાં આવેલી જોવામાં આવી હતી, જે ઉપર હિંદના વર્તમાંનપત્રોએ પોતા તરફનાં વિવેચન કીધાં હતાં. મી૦ બ્રાન્સને તમો સમક્ષ જણાવ્યું છે કે "કેસરી" પત્રના એકાદ બે અંકમાંજ આ બાબત ઉપર લખાણ કરવામાં આવ્યું નથી પણ એ અઠવાડીક પત્રના તા૦ ૧૨મી મેથી તા૦ ૯ મી જુનના દરેક અંકમાં લખાણ થયેલું જોવામાં આવે છે, પણ તેનો સબબ તેઓએ ધ્યાનમાં લીધો નથી. મે ઉપર જણાવ્યું તેમ બોંબ ફેંકવાના બનાવ ઉપર ટીકા એક બે દિવસ ચાલી રહી હતી નહી પણ અઠવાડીયાં સુધી ચાલી હતી. મારાં લખાણની મતલબ એ સાક્ષી મી૦ જોશીએ જણાવ્યું છે તેમ ખુદ મરાઠી પત્રોમાં ત્રણ ચાર તડ પડી ગયલા હોવાથી મરાઠી કોમને એ બાબતમાં ખરો માર્ગ શું છે તે બતાવવાની હતી.

અત્રે, મી૦ તિલકે નામદાર જડજની પરવાનગીથી કેટલાક પત્રો પોતાના તરફના પુરાવા તરીકે રજુ કરી તેમાંના લખાણોના ટાંચણો વાંચી બતવ્યા હતાં.

## અંગ્રેજી પત્રોની ટીકા.

મી૦ તિલકે તા૦ ૭ મી મેની 'પાયોનીયર ની આર્ટીકલ રજુ કરી હતી. તેમાં પોર્ટુગાલમાં બનેલા રાજાના ખુનના બનાવ વીશે ઇશારો કરતાં જણાવવામાં આવ્યું હતું કે સરકારે તેવા ફીસાદ કરનારાઓને ચેતવવાની જરૂર છે કે જો ફરીથી તેવું કામ કરવા ફીસાદખોરો ભેગા થશે તો તેમાંથી પેહેલા દશને એકદમ ગોળીથી ઠાર કરવામાં આવશે. તે આરટીકલમાં એવી સુચના કરવામાં આવી છે કે નેશનલીસ્ટોએ જાણવું જોઇએ કે અંગ્રેજો કાંઇ દેશ છોડી જવા માંગતા નથી અને બોંબ ગોળા ફેંકવાથી તેઓ કાંઇ હિંદુસ્તાન છોડી જાય એમ નેશનલીસ્ટોએ સમજવું નહીં. વળી તેમાં એવી પણ સુચના કરવામાં આવી છે કે, બોંબ ગોળા ફેંકવાની બાબતથી દે

શના કેટલાક આગેવાન દેશીઓ જાણીતા હતા. હવે ઉપલી આર્ટીકલમાં મારે ખુદ નામે ઇશારો કરવામાં આવ્યો હતો અને તેનો પ્રત્યુત્તર હું મારા પત્રદ્વારે વાળવા બંધાયલો હતો.

હવે 'એશીયન' પત્ર કહે છે કે બંગાળ ઉપર બને તેવી સખ્તાઇથી વર્તવાની જરૂર છે. મી૦ કીંગ્સફોર્ડના માટે તે કહે છે કે તે સારો નીશાનબાજ છે અને એશીયન તેને સારી કાબેલીયતનો ઉપયોગ કરવાની ભલામણ કરે છે.

'એમ્પાયર' પત્ર તો એવી સરકારને ભલામણ કરે છે કે એવા તોફાન કરનારાઓ ઉપર સરકારે રીજમીટ છોડી મેલી તેમનો ઘાણ કાઢી નાખવો જોઇએ.

વળી એમ્પાયરમાં એક ખબરપત્ર પ્રગટ કરવામાં આવ્યું છે તેમાં તો એવી ભલામણ કરી છે કે આ રાજદ્વારી લડત ચલાવનારાઓને ગામમાં ભેગા કરવા અને ગામના ઝાડુ કાઢનાર મારફતે ફટકાનો માર મરાવવો કે જેથી તેમનાં છોકરાં ફરીથી તેવું કામ કરતા અટકે.

'કલકત્તા સ્ટેટસમેન પત્રના તા૦ ૫ મી મેના અંકમાં જણાવવામાં આવ્યું છે કે બંગાળમાં જેટલું તોફાન છે તેવું મુંબઇ ઇલાકામાં જોવામાં આવતું નથી. તે પત્ર સરકારને ભલામણ કરે છે કે રાજ્યદ્વારી લડત ચલાવનારાઓ અને કડવી ભાષામાં ભાષણ કરનારાઓ આ તોફાનનું ખરેખરૂં મુળ છે.

તા૦ ૪ થી મેના મુંબઇમાં પ્રગટ થતાં 'ટાઇમ્સ' પત્રમાં પણ બોંબને લગતો ઇશારો કરવામાં આવ્યો છે તેમજ તેજ તારીખના એડવોકેટમાં સરકાર જે દાબી દેવાના ઉપાયો લેવા માગે છે તે પુરતા મજબુત નથી એમ જણાવી તે ઉપાયો વધારે મજબુત લેવાની ભલામણ સરકારને કરે છે.

મી૦ તિલકે આગળ વધતાં જણાવ્યું કે જ્યારે ઉપલાં પત્રો દેશીઓ ઉપર બોંબના બનાવ ઉપર આવી રીતનો હુમલો કરે છે ત્યારે તેવાજ અથવા તેથી પણ વધારે સખ્ત શબ્દોમાં શું મારે તેનો રદીઓ આપવો નહીં જોઇએ, અને શું તેવો રદીઓ આપતાં મેં રાજદ્રોહી લખાણ કરેલું તમે ગણશો કે ?

મી૦ તિલકે ત્યારબાદ બંગાળના જુદાં જુદાં પત્રોએ બોંબને લગતા બનાવો ઉપર જુદા જુદા પત્રોએ વિચારો બતાવ્યા હતો તે રજુ કર્યા હતા તકેઅને તેમાંથી ચોકસ ચુંટી કાઢેલા ફકરાઓ ઉપર જુરરોનું ધ્યાન ખેંચ્યું હતું.

**હિંદુઓના અવાજને નહી મળતું વજન**

"પાયોનીઅર તથા ઇંગ્લીશમેન"ના લખાણ ઉપર વિવેચન કરતાં બંગાળી પત્ર જણાવે છે કે પાયોનીયર પત્ર રીનુર ચલાવનારાઓમાં ધારાસભાના સભાસદો કોન્ગ્રેસના મધ્યમ વિચારના આકળા વિચારના વગેરે મળી, બધા સભાસદોને સંડોવે છે, જે તદન બેહુદુ છે. કમનસીબે હમણા "સ્ટેટસમેન" હિદુઓની વિરૂધમાં થઇ ગયું છે અને અંગ્રેજી પત્રોનો જવાબ આપવાનું કામ ફક્ત હિંદી પત્રો ઉપર રહ્યું છે. અંગ્રેજી પત્રો ગુન્હેગારોનેજ સજા કરવાથી સંતોષ નહી પામતા આખી હિંદી પ્રજા સામે જાપતાના ઇલાજો લેવાનું સુચવે છે.

"સીવીલ એંડ મીલીટરી ગેઝટ" પત્ર જણાવે છે કે મુઝફરપોર ખાતેના બોંબની હોનારતના બનાવે અંગ્રેજોને એટલા બધા ઉશ્કેર્યા છે કે અમેરીકામાં ગોરાઓ સીધીઓ ઉપર તુટી પડી તેઓને મારી નાખી એકદમ વેર લે છે તેવું વેર લેવાને અંગ્રેજો ઉશ્કેરાય તો નવાઇ જેવું નથી.

મી૦ તિલકે આ ફકરો વાંચી જણાવ્યું કે એ ફકરા ઉપર ધારાસભાના એક હિંદી સભાસદે સરકારનું ધ્યાન પણ ખેંચ્યું હતું પણ હિંદીઓના અવાજને સરકાર કોઇ ક્યારે આપે છે.

"ધી ઇંડીયન વર્લ્ડ" નામનું માસીક ચોપાનિયું જણાવે છે કે મુઝફરપોર ખાતે બનેલા બનાવ માટે બધા હિંદી આગેવાનોને માથે જોખમદારી નાખવાની વાત અંગ્રેજો જણાવે છે. પણ દરેક પ્રજામાં કેટલાક જીવ ઉપર આવેલા શખ્સો હોય છે, જેઓને કમકમાટ ભરેલા કામ કરતાં અટકાવવાનું મુશ્કેલ છે.

## સરકારને અપાયલી ચેતવણી.

મદ્રાસમાં છપાતા " હિંદુ " પત્રમાં ડા૦ રાશબિહારી ઘોસે સરકારને અસંતોષી બનાવવા સામે ચેતવણી સને ૧૯૦૬માં આપી હતી. તેઓએ જણાવ્યું હતું કે હું ખાલી ધમકી આપતો નથી. પણ જાહેર પ્રજાની હાલની લાગણી જોઇ હું જણાવું છું. સરકારે વખતસરના ઘટતા ઇલાજો લઇ પ્રજાને વફાદારીની લાગણીથી ઉભરાઇ જતી બનાવવાનું અથવા તો જાપતાના ઇલાજો લઇ બંગાળને એક બીજું રશીઆ બનાવી દેવાનું સરકારના હાથમાં છે.

રશીઅન રૂઢીઓના સંબંધમાં ટીકા કરતાં સને ૧૯૦૬માં "પાયોનીઅર" પત્રે જણાંવ્યું હતું કે હથીયારો દારૂગોળા વગેરે બધા સાધનો સામે રશીઅન સરકાર ટકી શકે પણ જ્યારે બોંબ છોડવાની રૂઢી સરકારને દેશમાં સુધારો કરવાની ચેતવણી આપવા માટે દાખલ કરવામાં આવી છે ત્યારે તો હાલની રૂશીઅન સરકાર લાંબો વખત સુધી ટકવાની આશા રાખી શકે નહી. આ ફકરો વાંચી મી૦ તિલકે ટીકા કીધી કે અને તે છતાં હિંદી સરકાર ટકી શકે એમ "પાયોનીઅર" પત્ર માને છે.

"ત્રિબ્યુન" પત્ર જણાંવે છે કે અંગ્રેજી પત્રો હિંદીઓ સામે જે સખત લખાણ કરે છે તેનું કુદરતી પરિણામ એ આવે છે કે હિંદી પત્રો ઉશ્કેરાઇ જઇ અંગ્રેજો સામે તે લખાણ કરે છે.

તા૦ ૧૭ મી મેના "ગુજરાતી" પત્રમાં બોંબના સંબંધમાં આવેલાં લખાણના ફકરાઓ ઉપર ઇસારો કરી મી૦ તિલક બોલ્યા કે, "ઇંદુ પ્રકાશ" જે અત્રે આની ગયલા સાક્ષી મી૦ જોશીના કહેવા પ્રમાણે "કેસરી" પત્રના પક્ષનું નથી તે જણાવે છે કે હિંદમાંના હાલના અસંતોષનો ફડચો કરવા માટે મોટા સરકારી અમલદારો તરફથી હિંદમાં ચલાવવામાં આવતા અમલમાં સુધારો કરવો જોઇએ છે,

"જ્ઞાનપ્રકાશ" પત્ર બોંબના બનાવ માટે ખેદ બતાવી જણાવે છે કે જાપતાના ઇલાજો લેવાથી હાલના મામલામાં કદી સુધારો થઇ શકશે નહી. જાહેર પ્રજામતનું ઉલંઘન કરી કડવાસનું બીજ રોપવામાં આવશે તો તે ઝાડ અત્રે પણ બંગાળના જેવુંજ ફળ આપશે.

## લાહોરના ક્રીસ્તી ધર્મગુરૂની રૂડી સલાહ.

લાહોરના વડા ધર્મગુરૂએ સારી સલાહ આપી છે, જે "એડવોકેટ ઓફ ઇંડિયા" પત્રમાં ઉતારી લેવામાં આવી છે. તેણે જણાવ્યું છે કે જેઓ આગેવાની લઈ બાહેર આવે તેઓને સજા કીધાથી કાંઇ દેશમાંનો અસંતોષ દુર થવાનો નથી.

## લોર્ડ મોરલી શું કહે છે ?

મી૦ તિલકે તે બાદ હિંદી પ્રધાન લોર્ડ મોરલીએ કીધેલા એક ભાષણનો ફકરો ટાંકી બતાવી જણાવ્યું કે તેમાં લોર્ડ મોરલી પોતે જણાવે છે કે છુટાપણાની ખાહેશ રાખવાનું આપણે પોતે હિંદીઓને શીખવ્યું છે. હિંદમાં જાપતાના ઇલાજો લેવાથી આપણું કાંઇ વળશે નહીં આપણા અમલમાં કારોબાર મેળવવાની જે ખાહેશો આપણે હિંદીઓનાં મગજમાં ઉભી કીધી છે તે પુરી પાડવાની આપણે કોશેશ કરવી જોઇએ છે. જાપતાના ઇલાજો યુરોપના ઘણા દેશોમાં લેવામાં આવ્યા છે. પણ તે કદી ફતેહમંદ નિવડયા નથીાં લોડ મોરલી જેવો હિંદનો સર્વથી વડો અમલદાર જ્યારે એવું ધારે છે કે ખાલી જાપતાના ઇલાજો લેવાથી આપણું એટલે અંગ્રેજોનું કાંઇ વાળવાનું નથી ત્યારે મારા જેવો સાધારણ માણસ એવું લખાણ કરે તેમાં વાંધા ભરેલું શું છે ?

## અંગ્રેજી પત્રો સામા ચલાવવું જોઇતું કામ.

તા૦ ૯મી જુનનાં લખાણ ઉપર આવતા મી૦ તિલકે જણાવ્યું કે, આ લખાણ અંગ્રેજી પત્રોએ હિંદીઓ સામે કીધેલાં સખ્ત લખાણના જવાબમાં કરવામાં આવ્યું હતું. અંગ્રેજી પત્રોએ બોંબની હોનારતના સંબંધમાં ટીકા કરતાં અમો બધા હિંદીઓને લુચ્ચા ખુની એવી ઉપમા આપી હતી. આવી રીતે એવા લખાણની ચેહેલ કરનાર અંગ્રેજી પત્રો હતા ત્યારે તેઓ સામે [illegible] વચ્ચે ધિક્કારની લાગણી ઉત્પન્ન કરવા માટે કામ ચલાવ

વું જોઇતું હતું કે અમો તેઓને જવાબ આપનારાઓ સામે ? અંગ્રેજી પત્રોએ આ બનાવના સંબંધમાં દીવાના બની જઇ હિંદીઓ ઉપર જેમ ગમે તેમ હુમલાઓ કીધા હતા, જેના અમે તેઓ કરતાં વધારે શાંત મગજે જવાબો આપ્યા હતા. બોંબની હોનારતના સંબંધમાં એક લખાણ કરતાં મેં "કમભાગ્ય" એવું મથાળું કીધું હતું અને ખરૂં જો કમભાગ્ય એક રીતે નહીં પણ અનેક રીતે થયું છે. બોંબ ફેંકવાનો બનાવ બન્યો તે કમનસીબી છે તે ઉપર અંગ્રેજી પત્રોએ દીવાની બની ઝનુની લખાણો કીધાં તે કમનસીબી છે. તથા અમોએ તેના સખ્ત જવાબો આપ્યા તે કમનસીબી છે. ખચીત મારે કબુલ કરવું જોઇએ કે એ મામલો ઇચ્છવા જોગ નથી તથા ઠંડે મગજે કામ લેવાવું જોઇતું હતું. પણ એવો વિચાર કરવા આગમચ કેવા સંજોગો વચે આ બધુ બન્યુ હતું તે ઉપર ધ્યાન પહોંચાડવાની હુ તમને અરજ કરૂંશ.

### લખાણમાં દર્શાવવામાં આવેલા જુના વિચારો.

સર ફીરોઝશાહ મેહેતા, મી૦ દાદાભાઇ નવરોજી વગેરેનાં કોંગ્રેસ પક્ષના વીચારો દર્શાવનારા લખાણો ભાષણો વગેરે પ્રગટ થયા છે. તેમાં મોટા અમલદારોના વર્ગના અમલ સામે વીચારો છુટથી દર્શાવવામાં આવ્યા છે. અલબતે ખુદ સરકારી વર્ગ તરફના પણ પોતાના વીચારો પ્રકટ થયા છે. અમો કોંગ્રેસવાળાઓ તરફથી હિંદી અમલમાં સુધારો ચલાવવા માટેની લડત પચાસ વરસ થયા ચલાવવામાં આવે છે તથા હિંદના મહાન વૃદ્ધ નર મી૦ દાદાભાઇ નવરોજી આ લડત ચલાવવા માટે ખુદ ઇંગ્લંડ ગયા હતા. મોટો સરકારી અમલદાર વર્ગ જણાવે છે કે હિંદનો અમલ તેઓનાજ હાથમાં રહેવો જોઇએ. તેઓ કહે છે કે જો અમલ અમો અમારા હાથમાંથી છોડી બીજાના હાથમાં આપીશું તો હિંદમાં તદન અંધાધુધી ફેલાશે, તેઓનાજ આ વીચાર પ્રમાણિક છે એવું હું સ્વીકારીશ પણ અમો માન્યે છીએ કે દેશમાં સુધારા દાખલ કરવા માટે હાલના અમલમાં ફેરફાર થવાની જરૂર છે. આ અમારા વિચાર પણ પ્રમાણિક છે. એવા વિચાર ધરાવનારૂં "કેસરી" વર્તમાનપત્ર છે. એ પત્ર સને ૧૮૮૦ માં શુરૂ કરવામાં આવ્યું હતું, જેથી અઠ્ઠાવીસ વરસ થયાં એ પત્રમાં મારા વિચારો હું જણાવતો આવ્યો છું, અલબતે તે આ સમયનાં બીજા પત્રો એવા વિચાર જણાવતાં આવ્યાં છે, જ્યારે હું તેવાજ વિચારો મારા "કેસરી" પત્રમાં જણાવતો રહ્યો છું. આ ઇતિહાસ અત્રે આપવાની મારી મતલબ એવું બતાવવાની છે કે હાલના તકરારી લખાણમાં મેં કંઈ મારા નવા વિચારો દર્શાવ્યા નથી પણ જુનાજ વિચારો નવા આકારમાં બતાવ્યા છે. તમો વર્તમાન પત્રો કેવી રીતે વાંચવામાં આવે છે તે તો જાણો છો, તેઓનો કાંઇ ચોપડીઓની માફક અભ્યાસ કરવામાં આવતો નથી પણ કદાચ ચા પીવાની વખતે અથવા બીજી ફુરસદે વાંચનાર અહીં તહીં વાકયો વાંચે છે જેથી ખેંચાણકારક આકારમાં જુના અને જુના વિચારો અપાયાથી વાચનારનાં મગજ ઉપર તે ઠસવા પામે છે, આવીં રીતે મારા પત્રનાં ફક્ત જુનાજ વિચારો નવા આકારમાં દર્શાવવામાં આવેલા હોવાથી એ વિચારોથી "કેસરી" પત્રના વાંચનારાઓ સારી રીતે ઘણા લાંબા વખતના વાકેફ હોવા જોઇએ ત્યારે આ લખાણથી છેક હમણાં વાંચનાર ઓમાં ઉશ્કેરણી ફેલાયલી કેવી રીતે ગણાવી જોઇએ.

### ખોટા તરજુમા.

એ પછી મી૦ તિલકે લખાણનો તરજુમે કેવી રીતે ખોટો કરવામાં આવ્યો હતો તે લખાણ થોડું થોડું વાંચતા જઈ બતાવવા માંડયું હતું. અંગ્રેજી બોલ ટીરેનીકલ ઉપર આવતાં મી૦ તિલકે જણાવ્યું કે ખેદકારક બીના એ છે કે મરાઠી બોલો ઘણા થોડા હોવાથી થોડાક તફાવતવાળા ઘણા અંગ્રેજી બોલોનો મરાઠીમાં એકજ બોલ જડે છે. દાખલા તરીકે અંગ્રેજી બોલો રીપ્રેસીવ, ટીરેનીકલ, ડેસપોટીક, ઓપ્રેસીવ એ બધાનો મરાઠી અર્થ ફક્ત જુલમી કરી કરવું પડે છે. મી૦ જોશી અત્રે જુબાની આપવા આવતાં તમને યાદ હશે કે મેં તેઓને નીચલાં અંગ્રેજી વાકયનો મરાઠીમાં તરજુમો કરવાને જણાવ્યુ હતું:—

A despotic government need not be necessarily tyrranical તેનો તરજુમા તેઓએ એવો કીધો હતો કે જુલમી રાજ્યપદ્ધતી જુલમાચીચ અસલી પાહીજે અસા નાહી. આ ઉપરથી તમો જોશો કે તરજુમો કરનાર પોતે ડીસપોટીક તથા ટીરેનીકલ બોલો મરાઠીમાં જુદી જુદી રીતે દર્શાવી શકયો નથી પણ તેને બંને બોલો માટે એકજ મરાઠી બોલ એટલે "જુલમી" બોલને ઉપયોગ કરવો પડયો છે.

બાદ વધુ સુણાવણી સોમવાર ઉપર મુલતવી રાખવામાં આવી હતી.

### મી० તિલકને તુરંગમાં ખસેડયા.

મી० તિલકને સૂરેસ્તા મુજબ કોર્ટના જુરી વાળા ઓરડામાં લઇ જવાને બદલે હાઇ કોર્ટની આગલી બાજુએથી ત્યાં તયાર ઉભી રાખવામાં આવેલી મોટાર ગારમાં બેસાડી પોલીસ અમલદારો સાથે તુરંગમાં લઇ જવામાં આવ્યા હતા. તેઓને એ મુજબ ત્યાંથી ખસેડવામાં આવશે એવી કોઇને વકી ન હોવાથી એ બાબત ઉપર કોઇનું ધ્યાન પણ ખેંચાયું ન હતું. તેમને વળી પેહલાં કોલાબા તરફ લઇ જઈ ત્યાંથી મોટાર ફેરવીને તુરંગમાં લઇ જવામાં આવ્યા હતા.

---

( સોમવાર, તા० ૨૦ મી જુલાઈ ૬ ઠો દીવસ )

---

કોરટ બસતાં મી० તીલકે પોતાનું અધુરૂ રહેલું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે, મારા લોરડ અને જુરીના ગ્રહસ્થો, બુરોક્રેટીક છાપાએ જે વલણ અખત્યાર કરી છે તે એજ કે લશકરી કાયદો ચલાવો અને લોકોને કાંઇબી હકો આપો ના. રાજદ્વારી હકો ના પાડો. સઘળી ચકચાર દાબી દેવો અને પછી બધું શાંત પડી જશે. એ બુરોક્રેટીક છાપાનાં અભીપ્રાય વીશે લોરડ મોરલી ઉમરાવોની સભામાં બોલ્યા છે. એ ગલો-ઇનડીઅન છાપા સામે મેજર અરગટે એવુ મત જણાવયું છે કે આપણે જીતનારા છીએ અને હીંદુસ્તાનનાં લોકોપર તેની રૂહે સાહેબી ભોગવીએ છીએ પણ હીંદુસ્તાનના લોકો જયારે પોતાનો રાજકારોબાર ચલાવવાને લાયક થાય ત્યારે તેમને આપણે વહીવટ સપુરદ કરવો જોઇએ.

ગ્રહસ્થો, મારી નાંખવા માટે ત્રણ બોલો છે. તે "કીલીંગ," "મરડર" અને "એસેસીનેશન" છે. હવે "મરડર" નો અર્થ મરાઠીમાં "ખુન" થાય છે, "કીલીંગ" એટલે "વધ" અને "એસેસીનેશન" એટલે ગુપત ખુન" હવે ત્યારે "એસેસીનેસન" નો અર્થ મારી આરટીકલના તરજુમા મધે તદન ભુલ ભર્યો છે. ગોરા અધીકારીઓ પોતાની આપખુદ સતા ચલાવે છે અને સઘળો કાબુ પોતાને હાથ રાખે છે એવું મેં લખ્યું છે, પણ તેમાં રાજય બંધારણના કાયદેસરના ધોરણને વળગી રહીનેજ મરાઠી બોલો વાપર્યા છે. પણ તેનો તરજુમો ઇંગ્રેજીમાં ઘણો ભુલ ભર્યો કરવામા આવ્યો છે. મેં ગ્રહસ્થો, લખ્યું છે કે રશીઆમાં લોકો ત્યાંના કારોબારીઓની આપખુદીથી કંટાળી ગયા હતા અને તેટલા માટે તેઓ બોંબ છોડવા સરખી હદે આવ્યા હતા. મેં વળી એમ લખ્યું છે કે જે રાજ કરતાઓ આપખુદ સતા વાપરતા હોય તેઓએ યાદ રાખવુ જોઇયે કે, લોકોની ધીરજને પણ હદ હોયછે, અને તેટલા માટે તેમની ધીરજપર ત્રાપ પડવી જોઇએ નહીં. હવે બંગાળના ભાગલા રદ કરવાની બંગાલીઓની માંગણી નાપાડવાથી તેઓ બોયકોટ અને સ્વદેશી જેવી હીલચાલો શરૂ કરવા તરફ દોરવાયા હતા અને તેમની ધીરજની હદ આવી રહી હતી.

હવે સર વીલીઅમ વેડરબરને તા. ૫ મી મારચ ૧૮૮૪ ના દીવસે "બોમ્બે ગેઝેટ"માં એક લખાણ લખ્યુ હતું. તેમાંથી ચોકસ ભાગ હું પસંદ કરૂં છું જેમાં બુરોક્રેસીનો અર્થ ઘણો સરસ રીતે સમજાવવામાં આવ્યો છે.

હવે, ગ્રહસ્થો, મે એમ લખ્યુ છે કે એક બીલાડીને વડીક જો લાંબો વખત ગોંધી રાખવામાં આવી હોય તો તે પણ ઝનુની બનીને પોતાને કેદમાં રાખનારપર હુમલો કરનાર છે. પણ બંગાલીઓ તેવા બન્યા નથી, તેઓ કુદરતી રીતે નરમ તબેહના છે, અને બીલાડીની માફક તેઓ ત્રાપ મારતા નથી. મેં વધુ એમ લખ્યું છે કે, હીંદુસ્તાનના લોકો ઘણા વરસોથી પરદેશી અમલ હેઠળ રહેલા હોવાથી તેમનો જુસ્સો, હોંસ અને ઉલટ તદન ઉતરી ગઇ છે. પણ ગ્રહસ્થો મારી પક્ષ ઉપર એંગ્લો-ઇન્ડીઅન પત્રોએ ઘણોજ બજ્બુત હુમલો કર્યો હતો અને તેના જવાબમાં મેં બધુ લખ્યું છે લોકોથી જ્યાંસુધી ખમી શકાય ત્યાંસુધી બધુ ખમે છે. પણ મામલો જયારે તદન હદની બહાર જાય છે ત્યારે તેઓ વધુ ખમવાને શકતીવાન હોતા નથી અને તેટલા માટે તેઓ ધીરજ ખોહી દીએ છે આ સઘળુ કાંઇ એજીટેટરોની બાબદમાંજ નહીં સમજવું. એજીટેટરે પોતાની ધીરજ ખોહી દીયે એમજ કાંઇ નથી, એ તો માણસ જાતની એક ખાસ્યતજ છે અને તે ખાસ્યત હીંદુસ્તાનના સામાનય લોકો દેખાડી શકે છે. આવું મેં લખયુને મેં આવી રીતે એંગલો-ઇનડીયન છાપાના હુમલાનો જવાબ આપયો છે.

"પંજાબના ફાઇનેનશીઅલ કમીશનર મી० હોલબરન એમ જણાવે છે કે, "આપણે છેલ્લા બળવા પછી હીંદુસ્તાનનાં કાપડ વણવાના ધંધાનુ નખોદ વાળયું અને દરેક રીતે તેમની ઉમેદોનો અડખાણ કરયાં. આપણે તે બાબે બહુ શરમ ભરી

રીતે વર્તયા છે. જો મારો વીચાર ખરો હોય તો તે એજ છે આપણે જે રીતના એકલપેટાપણાથી રાજ ચલાવીએ છીએ તે બીનાથી આપણે શરમાવું જોઈએ આપણે હીંદીવાનોને ઇનસાફ આપયો નથી અને જે હકો અને જે છુંટ આપવા ધારી છે. તે તેમને મળી નથી.”

અહસ્થો, ત્યારે ખરી રાજદવારી કુનેહ શામાં સમાયલી છે. હું કહું છું ને એવું મત ધરાવું છું કે, રાજદવારી કુનેહકળા આજ બીના સંભાળભરી રીતે તપાસવામાં સમાયલી છે કે લોકો અસંતોષી બને નહી, લોકો નીરાશ થાય નહી અને સરકારના રાજકારોબારની રૂઢીથી નારાજ બને નહીં. એજ ખરા રાજકારોબારની કુનેહની ચાવી છે અને એજ રાજદવારી કળા અને કુનેહ છે. પણ તે માટે બંને જાતો વચ્ચે સારો સંબંધ રહેવો જોઇયે. લોકો અને અધીકારીઓ એકમેકના વીશ્વાસમાં રહે એવી રાજનીતી ચલાવવી જોઇયે. અને એ વીચારો મારા કાંઇ પહેલાજ નથી. મારી આરટીકલમાંજ કાંઇ એ વીચારો બહાર પાડયા નથી પણ બાદશાહી કમીશન સનમુખ જબાની આપતાં મેં એમ જણાવ્યું છે કે બંને જાતો વચ્ચેનો સંબધ સુધારવાના તાકીદે ઉપાયો લેવા જોઇએ.

અહસ્થો, હીંદુસ્તાનની રઇયતને પોત પોતાના હકોની માગણી કરવાનો અને પોતાની ફરયાદો સુધારવાનો હક છે. પણ આ બધુ કેવી રીતે થઇ શકે? તે એટલાંથીજ કે હાલની રાજકારોબારી રૂઢીમાં ફેરફાર કરવો જોઇયે અને જે રીતની રૂઢી હાલ જાએજ છે તે ફેરવી નાખવી જોઇયે. મેં મારા લખાણમાં એમ, કહયુંજ નથી કે સરકારની રાજનીતી જુલમી છે. મેં જે કાંઇ જણાવ્યુ છે તે એટલુંજ છે એ રાજનીતી લોકોના અવાજ મુજબની નથી, લોકોને પોતાનો વહીવટ ચલાવવાની સહેજ છુટ આપવામાં આવતી નથી અને તેથી એ રાજકારોબાર લોકોને રૂચતો નથી. એમતો મી૦ દાદાભાઇ નવરોજીએ અન-બ્રીટીશ રૂલ બાબે ચોપડી લખી છે અને તેઓએ તેમાં એમ જણાવ્યું છે કે બ્રીટીશ રૂઢી મુજબનો રાજ કારોબાર ચલાવવામાં આવતો નથી.

વળી મે કાંઇ એવા વીચારો જણાવયાજ નથી કે ફેરફાર બધે એકદમ કરી નાંખો અને લોકોને એકદમ બધું આપી દેવો. તેમ લખ્યુંજ નથી. મેં એમ જણાવયું છે કે, લોકોને રફતે રફતે હકો આપો અને નાની જેવી શરૂઆત કરવા માંડો. અને તે પછીથી સઘળો સુધારો જરસો પછીબી આવે તેની ફીકર નહીં. પણ “પાયોનીઅર” જેવું પત્ર શું કહે છે? તે કહે છે કે “હીંદીવાનોનો સઘળો અવાજ દાબી દેવો, તેને કંઇબી હકો આપો ના અને દેશી છાપાનો અવાજ બંધ કરો” એવા લખાણની સામે શું અમે જવાબ નહીં આપયે?

અહસ્થો મેં લખયું છે કે, તવારીખ આપણને શીખવે છે અને તેમાંથી આપણને એવો ધડો મળે છે કે જાપતાના ઉપાયો વાપરવાંની રાજનીતી કોઇબી દીવસે ફતેહમંદ નીવડી નથી અને તેટલા માટે એવા જાપતાના અને તેમનો અવાજ દાબી દેનારા ઉપાયો લેવાથી કાંઇબી લાભ થવાનો નથી.

ઓન૦ મી૦ ગોખલેએબી એવોજ વીચાર જાહેર કર્યો છે તેઓએ વાઇસરોયની ધારાસભામાં એમ જણાવ્યું છે કે, આપણી રૂઢીમાં હજુર સુધી જવાન્યાઓને નહી રૂચે એવું ઘણું છે અને તેઓ યા તે જવાન્યા એમ કહે છે કે જે મામલો હાલ છે તેવોજ શું કામ ચલાવવો જોઇયે અને વખત એવો આવશે કે જવાન્યાઓ જાગરૂત થશે ડો૦ રાશબીહારી ઘોસે એમ જણાવ્યું હતું કે હું જયારે એમ ચેતવણી આપું છું કે બંગાલીઓ ઘણાજ અસંતોશી બની ગયા છે અને જીવપર ચહડયા છે ત્યારે તે ખોટી ધમકી નહીં સમજવી.

હવે ડો૦ રાશબીહારી ઘોસે પણ મી૦ ગોખલેના જેવાજ વીચાર જાહેર કર્યા પણ “ઇગલીશમેન” પત્રે એમ જણાવ્યું છે ડો૦ રાશબીહારી ઘોસે એવી ચેતવણી આપી તેથી બોંબ બનાવવાની બાબદમાં તેમનો ભાગ હોવો જોઇએ. અહસ્થો, અમે જયારે વખતસરની ચેતવણી સરકારને આપયે છીએ અને લોકોની હાલતથી તેમને વાકેફ કરયે છીએ તયારે અમારી ઉપર છુપી મંડળીઓમાં સામેલ હોવાનો આરોપ મેલવામાં આવે છે. એ અમારો બદલો કહેવાય છે. હવે જો અમે વખતસરની ચેતવણી નથી આપતા અને એવો બનાવ જો કાંઇ બને તો પછી એમ કહેવામાં આવે છે કે અમો જાણતા હોવા છતા તે બાબેની ખબર આપવાની અમે દરકાર રાખી નહીં.

એંગલો ઇનડીઅન પત્રોમાંના મોટા ભાગે એકની એકજ ભુલ કરી છે અને તે એ કે, તેઓ હીંદી આગેવાનો સામેજ હાલની અશાંતી જગાડવાનો આરોપ મેલે છે અને જણાવે છે કે, દેશી છાપાના સઘળાં લખાણો, દેશીઓના સઘળાં ભાપણો અને તેમની સઘળી હીલચાલ દા

થી દેવી જોઇએ.

જો એક ચોકકસ કાયદો પસાર કરવામાં આવે અને તે અમોને નથી જોઇતો એમ કહેવામાં શું ફીતુર કહેવાય? એક ચીજ અમોને નથી ગમતી એમ કહેવામાં શું ફીતુર કહેવાય? જુરીના ગ્રહસ્થો તમો મારી જગ્યાએ હતે તો શું કરતે? શું તમોને જે ચીજ નહી ગમે તેથી હાજ કહેતે? હું નહીં ધારતો કે તમે તેમ કરતે. હવે મેં એમ લખ્યું છે કે એક પુસ્તો બાંધવામાં આવ્યો હોય તે વરસાદથી યા રેલથી ભાંગી ગયો છે, તે આપણે તપાસવાનું છે. ગ્રહસ્થો, વરસાદ એ બુરોક્રેસી છે અને રેલ એ તેની સામેનું જાહેર લોકોનું એજીટેશન છે, અને તેવા એજીટેશનથી નહી પણ ખુદ વરસાદના મારાથી પુસ્તો ભાંગી જાય છે વરસાદ ઘણો થયો. તેથી જ રેલ આવી કેની? તેજ મુજબ બુરોક્રેસીનો અમલ ઘણો વધી ગયો એટલે એજીટેશન થયું તેટલા માટે ઠપકો રેલને બારણે નહીં પણ વરસાદને બારણે મેલવો જોઇએ.

એમ લોર્ડ મોરલીએ કહયું છે કે, હીંદી રાજઅમલ અમલદારોનાં અંગત તત્વથી બનેલોજ ચાલુ રહેવો જોઇયે. હવે લોરડ મોરલી જેવાએ બુરોક્રેસીનું જયારે આવુ વરણન આપ્યું છે અને તેનો અરથ એમ કરયો છે તો મેં તેમ લખીને શું ફીતુર કરયું છે તે હું જોઇ શકતો નથી.

હવે ગ્રહસ્થો, હીંદુસ્તાનમાં જેમ બ્રોબુરોક્રેસી છે તેમ બ્રો—કોનગ્રેસ છે. પણ એ કોનગ્રેસમાં ત્રણ પક્ષ હસ્તી ભોગવે છે. પહેલો વર્ગ "મોડરેટો" યાને મધ્યમસરના વીચાર ધરાવનારો વર્ગ બીજો "એકસ્ટ્રીમીસ્ટ અને ત્રીજો વર્ગ ઉપલા બંને પક્ષોથી અલગ રહેનારો એવી રીતે ત્રણ પક્ષ જુદા જુદા વીચારો ધરાવે છે.

હવે ગ્રહસ્થો આપખુદ (ડેસપોટીક) અને જુલમી (ઓપ્રેસીવ) રાજનો વચ્ચે મોટો તફાવત છે. હવે એ બંને સબબ એકજ હોય પણ તેઓ જે અસર ઉપજાવે તે જુદી જુદી હોય છે. દાખલા તરીકે ધારવારમાં સુરજની ગરમી ઘણીજ સખત હોય છે, પણ સીમલામાં તેજ સુરજ હોવા છતાં ત્યાં ઘણી ઠંડક હોય છે.

ગ્રહસ્થો, ગુનેહગારો હોય તેમને સજા કરવામાં ખોટું કાંઇ નથી, તેમને સજા કરો, પણ પછીથી અશાંતીનું કારણ શોધી કહાડો. અશાંતી શાથી થઇ છે તે બાબે તપાસ ચલાવો; કમકે શરીરમાં જયાં સુધી દરદ હશે ત્યાં સુધી આમલો સુધરવાનો નથી; તેટલા માટે દરદ દુર કરવું જોઇએ, તેનો નીકાલ કરવો જોઇએ, અને નહીં કે જાપતાઓના ઉપાયો લેવા મેં "દેશાચા દુરાગ્રહ વાલી આરટીકલમાં ખુલ્લે ખુલ્લું લખ્યું છે કે હીંદુસ્તાનનું એ ખચીતજ કમનસીબજ કહેવાય કે બોંબનો બનાવ બનયો.

ગ્રહસ્થો, ત્યારે ઉપાય શું? જે દરદ શારીરીક રૂપનાં રાજય બંધારણમાં પેવસ થયું છે તેનો ઊપાય શું કરવો? ઉપાય એજ કે, હીંદુસ્તાનનાં લોકોને કેળવણી આપવામાં આવી છે અને તેટલા માટે તેમના આચારવીચારો જેવી રીતે ફેરવાયાછે તેને અનુસરીને રાજય બંધારણનાં ધોરણમાં પણ મોટો ફેરફાર કરવો અને તેજ દવો કારગત લાગશે.

લોકોને ચોકસ હકો બક્ષવા માટે, જે લડત ચલાવવામાં આવે છે તે ઉપર સરકાર ધ્યાન નહી આપે અને પરીણામમાં ગમે તેવા જાપતાના ઉપાયો કાં નહીં લે પણ આય દે એવા ઉપાયો કારગર નહીંજ નીવડશે. "પાયોનીયર" જેબી સુચના બાહેર પાડે છે તે ઉપર અમલ કરવામાં કશોએ લાભ થવાનો નથી.

સરકાર તો એમ સમજતી હશે કે સઘળા એને ફીતુરનું હડખું લાગ્યું છે પણ એકાદ બે ઘેલા થયા તેથી બાકીના બધાઓ સામે દેવાનયાતપણુંનો આરોપ મેલવો એ વાજબી નહી કહેવાશે.

"પાયોનીયરે" તો ગ્રહસ્થો અમોને ગાળગળોચ દીધી છે, ઘણીજ સખત ભાશામાં તેણે લખ્યું છે. અને અમારીપર હુમલા કર્યા છે, પણ તેવી ભાશા અમે વાપરી નથી. અમે તો તકરાર અને દાખલાદલીલો સહીત જવાબ આપીએ છીએ.

ગ્રહસ્થો આ દેશનાં લોકો સુલેહને ચાહનારાં છે, કાયદાને માન આપનારાં છે અને કાયદા પ્રમાણે ચાલનારા છે. તેઓ બોંબ ફેંકનારાઓ જેવાપર દીલસોજી દેખાડે એ બનીજ નહીં શકે થોડાક બેજુ ખોઇ દીધેલાં માણસોનાં ઝનુની અને ખુની કામોને માટે આવા સુલેહને ચાહનારાં માણસો સાથે દયાહીણ રીતે વરતવું એ ઠીક કહેવાય નહીં.

ગ્રહસ્થો, બુરોક્રેસી સહેજબી પાછળ હઠતી નથી. લોકો પોતાને જોઇતા હકો માંગે છે, પણ તે તેમને આપવામાં આવતા નથી, પણ તે બાબે સમજ અને ડહાપણથી વરતવાનીજ મેં તો ભલામણ કરી છે.

હવે મેં એમ લખ્યુ છે, કે એક અમલદારને મારવામાં આવશે તો તેની પાછળ બીજો આવશે. મારી એમ કહેવામાં મતલબ એટલીજ

કે, કારોબારી અમલદારને મારવામાં અને તેનું ખુન કરવામાં કાંઈબી લાભ થવાનો નથી; કેમકે તેથી કાંઇ બ્રીટીશ અમલ અટકી જવાનો નથી. એકનું ખુન થશે તો બીજો આવશે. બીજાનું થશે ત્રીજો એમ આવ્યા કરશે. તેટલા માટે મારી સુચના એજ હતી કે અમલદારોને મારવામાં કાંઇબી લાભ થવાનો નથી. અમો કહયે છીયે કે બોંબ ફેંકનારાઓને સખત સજાએ પુગાડો પણ તેથી વધારે બાહેર ન જાવો. લોકોને વધારે ચીડવો નહીં. તમો સજા કરો ખરા, પણ સજા કરીને પછી રાજબંધારણમાં સુધારા કરવા માંડો. ગ્રહસ્થો, આ કાંઇ મારાજ વીચારો નથી પણ લોરડ મોરલીએબી એમજ કહયું છે, અને તેમના જેવા માણસના એવા વીચારો હોય તો મેં મારા વીચારો જાહેર કરવામાં શું ફીતુર કરયું છે તે હું સમજી શકતો નથી. "પાયોનીએર" અને તેવાંજ બીજા પત્રોએ સરકારને ખરાબ સલાહ આપી છે, જયારે મેં તેની સામે યાને સરકારને સારી સલાહ મારી આરટીકલમાં આપી છે; તેટલા માટે મારી સલાહમાં તમોને જો ફીતુર જેવું નહીં લાગે તો તમો મને છોડી દેજો એ આરટીકલમાં મેં કાંઇબી ફીતુર ફેલાવવાની કોશેશ કીધી નથી. હાલના લોકોની અશાંત હાલતનો ચીતાર મેં રજુ કરયો છે અને તે બાબે સરકારને વાકેફ કરી છે. અલબતાં તે આરટીકલમાં મને જે ચીજ નહીં પસંદ પડી તે બાબે મેં મારા વીચારો જણાવયા છે. પણ ગ્રહસ્થો, મેં તમોને જણાવયું તેમ એક ચીજ અણગમતી છે એમ કહેવામાં કાંઇ ફીતુર નથી.

મેં વળી લખયું છે કે, ઝાડમાં જે ઝેર પેવસ થયું છે તે બાહેર કહાડવાનું સરકારના હાથમાં છે, પણ તે સખત ઉપાયો કામે લગાડીને કરવાનું નથી; કેમકે તેથી મામલો વધારે બગડશે. આખાં ઝાડમાં ઝેર પેવસ થયું એ ગ્રહસ્થો દેશનું દુરાગ્રહ નહીં તો બીજું શું ! તેથીજ મેં લખયું છે કે, કમનસીબી ચોતરફ ફેલાયલી છે અને કમનસીબી સઘળે ઠેકાણે ચોંટી છે તેટલા માટે ગ્રહસ્થો તમારેબી એવીજ રીતે એની બાબદમાં અનુમાનપર આવવું

ગ્રહસ્થો, કોઇબી એવી આફત માંગતું નથી કોઇબી એમ નથી ચાહતું કે સરકાર લોકોપર જુલમ ગુજારે અને તેટલા માટે અમારી ફરજ તેવો ચીતાર સરકાર સનમુખ રજુ કરવાની છે. અમો અમારો દેશ સંકટમાં નહીં રહે તે જોવાની છે.

"પાયોનીઅર" કહે છે કે, જે બનાવ બન્યો છે. મુઝફરપોર ખાતેનો બોંબનો બનાવ તે તરફ આખાં હીંદુસ્તાને પોતાનો ગુસ્સો જાહેર કરવો જોઇએ. હું કહું છું કે, અલબતાં તેમ કરો. તમે ગુસ્સો જાહેર કરો, પણ તેજ વેળા સુધારા શું કરવા ? મામલો રાહપર કેમ લાવવો તે બાબેના સુચના બાહેર પાડો. હવે ગ્રહસ્થો મે મારી એ આરટીકલની સેંટરે શું લખ્યું છે ? એમજ કે, જેમ એક શેહેરીની ફરજ સરકારી અમલદારને તેનાં કામમાં મદદ કરવાની છે તેજ મુજબ સરકારની ફરજ હાલના વખત મુજબ ચોકસ સુધારાઓ દાખલ કરવાની છે. ગ્રહસ્થો આ સુચનામાં મારો હેતુ શું છે? મારો હેતુ શું છે તે તમો સારી રીતે સમજી શકશો "પાયોનીયર" પત્રે જેમ સરકારને સલાહ આપવાનું ઠીક વીચારયું છે, તો શું તેવો હક અમોને નથી, જો સરકારને સલાહ આપવાનો એકલો હક એંગ્લો ઇનડીઅન પત્રોજ રાખી મેલવા માંગતા હોય તો બેહેતર છે, કે આખો દેશી છાપોજ બંધ કરી દેવો, તેટલા માટે હું તમોને અરજ કરૂં છું કે મારી આરટીકલો તમોએ સંભાળભરી રીતે વાંચવી અને તમારે એવા અભીપ્રાયપર આવવું, કે તેમાં સરકારને સલાહ આપવાનીજ મતલબ છે. મેં જે આરટીકલો લખી છે તે છાપાનાં છુટાપણાના હકને અનુસરીને લખી છે. હું કાંઇ હદની બહાર ગયો નથી, મેં કાંઇ આંકોશ વગર રહીને લખાણ કરયું નથી. મેં મારાં વાંચનારાઓની સેવામાં દેશનો ચીતાર રજુ કર્યો છે અને "પાયોનીઅરે" લખેલા વીચારોનો જવાબ આપવાને હું બંધાયલોજ છું એમ મને લાગ્યું; એટલે મેં આરટીકલ લખી. ગ્રહસ્થો, હું કાંઇ તમોને મારા વીચારો તરફ ફેરવવા માંગતો નથી. તે તો તમારે આરટીકલો પરથી જોવાનું છે. તમારે તે બાબે વીચાર ચલાવવાનો છે. મેં તમારી આગળ મારો આખો કેસ રજુ કરયો છે અને તે ઊપર તમારે સંભાલ ભરયે વીચાર કરવાનો છે.

ગ્રહસ્થો, તમે કહેશો કે "પાયોનીર" પત્રે જે લખાણ કરયું તે બાબે તમે તેની સામે કામ કાં નહીં ચલાવના ? ગ્રહસ્થો, તેમ બોલવું ઘણું સહેલું છે. ૧૨૪ મીએ અને ૧૫૩ મી એ કલમો મુજબ અમારાથી તેની સામે કામ ચલાવી શકાય નહીં મારી સામે સરકારની પરવાનગી લઇને જેમ હાલ કામ ચલાવવામાં આવે છે તેજ મુજબ કાંઇ મારાથી "પાયોનીયર" સામે કામ ચલાવી શકાય નહીં. સરકારે મારી સામે કામ ચલાવવાની બહાલી આપી અને "પાયોનીયર" સામે કામ ચલાવવાની કાં નહીં બહાલી આપી ? પારલામેંટમાં તે બાબે સવાલ પુછવામાં આવ્યો હતો પણ તે

નો ઉડાવનારો જવાબ આપવામાં આવ્યો હતો.

હવે જ્યારે "પાયોનીઅર" નાં હદબહારનાં સખત ટીકાઓનો મારા પોતાના બચાવમાં જવાબ આપવાની શું મારી ફરજ નથી? શું મારો પોતાનો બચાવ કરવાનો મને હક નથી? મારાથી તેની સામે કામ તો નહીં ચલાવી શકાય, કેમકે તે બાબે સરકારની બહાલી મેળવવી જોઇયે અને તેટલા માટે મારા બચાવમાં શું મારે મારાં પત્રમાંથી લખવું કે નહીં? તેટલા માટે મેં જે આરટીકલ લખી છે તે ફીતુરી કહેવાય નહીં. ગ્રહસ્થો, બ્યુરોક્રેસીનો મેં જે અર્થ હાલ કરયો છે તે કાંઇ નવો નથી, અથવા તો મેં તે કાંઇ મારાં ભેજામાંથી નથી કહાડયો, પણ તે જુનો છે. બ્યુરોક્રેસીનો અરથ રાજ કારોબારનો થાય છે અને નહી કે સરકારના અરથનો ભાસ તેમાં આવતો. શું બ્રીટીશ સંસ્થાનોમાં બ્યુરોક્રેસીથી રાજ નથી ચલાવવામાં આવતું? તેટલા માટે મેં એમ લખ્યું કે. બ્યુરોક્રેસીમાં ફેરફાર કરવો જોઇયે તેમાં ફીતુર શું કરયું. હવે સ્વરાજની માંગણી કરવામાં ફીતુર શું છે? તેમાં કાંઇબી ફીતુર નથી એમ હું માનું છું. હવે ગ્રહસ્થો સ્વરાજની માંગણી કરવી એ રાજકારોબાર ચલાવવામાં હીસ્સો માંગવાની બરાબર છે. પણ તે હીસ્સો કેમ મેળવાય? હાલના રાજકારોબારની રૂઢીમાં ખામી છે અને તેમાં સુધારો કરવો જોઇયે એમ બતાવવા સીવાય તેવી રીતનો હીસ્સો મળેજ કેમ? તેટલા માટે હાલના રાજકારોબારની રૂઢીમાં ખામી છે એમ આપણે દેખાડવું જોઇયે અને પછી રાજકારોબાર ચલાવવાનાં કામમાં હીસ્સો મેળવવાની કોશેશ કરવી.

એક જાણીતા સરકારી અમલદારે જણાવ્યું છે કે, હીંદી રાજઅમલ આપખુદ નથી એમ કાંઇ છેજ નહીં.

હવે ગ્રહસ્થો, હાલનો અમેરીકાના પ્રેસીડંટના ઓધાનો ઉમેદવાર મી૦ બ્રાયન શું કહે છે? તે કહે છે કે હીંદી રાજ અમલ રશીયાના જેવોજ આપખુદ છે, પણ ચોકસ બાબદમાં તો તે રશીઆના રાજઅમલ કરતાં બી બદતર છે, કેમકે રશીઆના લોકો પાસેથી લેવામાં આવતા કરની રકમો ખુદ તેમનાજ દેશમાં વપરાય છે પણ હીંદુસ્તાનનો પૈસો તો પરદેશીઓનાજ હાથમાં જાય છે.

હવે સર ફીરોઝશાહ મેહેતાએ શું કહયું છે તે જુવો? તેઓ જણાવે છે કે એંગ્લોઇંડીઅન બ્યુરોક્રેસી બહુજ આપખુદ સત્તા ભોગવે છે અને ઓફીશીઅલ સીકરેટ એક્ટની બાબદ તેમની આપખુદીનો એક દાખલો છે.

"ઇસ્ટ ઇન્ડીઆ એસોસીએશન" ની એક સભામાં એમ જાહેર કરવામાં આવ્યું હતું કે હીંદુસ્તાનમાં હાલ જે રાજઅમલ ચલાવવામાં આવ છે તે દેશના ધોરણથી તદન અણઘટતો છે. ગ્રહસ્થો, એવીજ મતલબનું અમો છેલ્લાં ૫૦ વરસ થયાં બોલ્યે છીએ અને સુધારા કરવાની માંગણી કરતા આવ્યા છીયે. તેવીજ રીતનું હું મારી આરટીકલમાં બોલ્યો છું, અને તે છતાં હાલ ૧૯૦૮ માં મને તે કેવી રીતે બોલવા માટે કાયદાની અદાલતમાં ઘસડવામાં આવ્યો છે ગ્રહસ્થો હું મારી પક્ષના આચારવીચારથી કદીબી વેગળો ગયો નથી. મેં તેમનાજ વીચારો સમજાવ્યા છે. હું ધારૂં છું કે, મેં જે કાંઇ ટાંકી દેખાડયું છે તે પુરતું છે.

હવે મેં તા૦ ૧૨ મી મેના દીવસે લખેલી બે નોંધપર આવીશ મેં તેમાં જણાવયું છે કે, એંગલો ઇંડીઅન પત્રો જયારે હાલની અશાંતીનો સઘળો ટોપલો દેશી છાપાને માથે મેલે છે તો તેનો જવાબ શું કરવો? મેં તેમાં અમારો બચાવ કર્યો છે અને સરકારને તેમાં મેં સુચવેલું છે કે, બંગાલનાં ભાગલાથીજ જો અશાંતી ચાલુ રહેલી હોય તો તે ભાગલા રદ કાં નથી કરવામાં આવતા? મેં જેમ કહયું તેમ રેલથી જો પુરતો ભાંગી ગયો હોય તો રેલનાં કારણ વરસાદનેજ કાં નથી અટકાવવામાં આવતો?

અત્રે મી૦ તીલક તે બંને નોંધો વાચી ગયા હતા.

અત્રે ૨–૩૦ વાગવાથી કોરટ ટીફીન માટે ઉઠી હતી.

ટીફીન પછી કોરટ ૨–૩૦ કલાકે બેસતાં મી૦ તીલકે પોતાનું ભાશણ આગળ ચલાવતાં એમ જણાવ્યું કે મારા લોરડ અને જુરીના ગ્રહસ્થો, મેં તા૦ ૧૨ મી મેના દીવસે લખેલી આરટીકલ અને તે પાછળની નોંધો તમારી સન્મુખ વાંચી છે અને તે બાબેના તકરાર મેં તમોને સમજાવી છે, હવે તા૦ ૧૯ મી મે, ૨૫ મી મે, ૨ જી જુન અને ૯ મી જુનના દીવસોની આરટીકલો રહી છે, પણ હવે હું તમારી આગળ તારીખ ૯ મી જુનના દીવસની અગાઉની આરટીકલો વાંચીશ જે ઉપરથી તમોને માલમ પડશે કે ચોકસ બીનાઓ મેં કેવા સંજોગો વચે લખી છે, મેં જેમ આરટીકલો લખી છે તેજ મુજબ નવા નવા બનાવો બનતા ગયા છે. એકજ આરટીકલનું સાધન કાંઇ એ સઘળી આરટીકલો નથી તે તમોને ખુદ આરટીકલપરથીજ

માલમ પડશે, કેમકે દર અઠવાડીએ મારૂં પત્ર નીકળે છે અને દર અઠવાડીએ નવા નવા બનાવો બનતાજ રહ્યા હતા અને દરેક આરટીકલ જુદા જુદા બનાવો પરજ મેં લખી છે, તા૦ ૧૨મી મે પછી ૧૯મી મેની આરટીકલ આવે છે, તેનું મથાળું "ડબલ હીંટ" કરીને છે. હીંદી રાજદ્વારી પક્ષની જાણ માટે મારે આ બીના જણાવવાની ફરજ પડી હતી કે મુઝફ્ફરપોર ખાતે બનેલા બનાવનાં સંબંધી જે સભાઓ ભરવામાં આવી હતી તે પ્રજાના પ્રતિનિધીઓ તરફની નહી હતી. અલબતાં તે સભાઓ મધે દીલગીરી જાહેર કરવામાં આવે તે સામે મારે કહેવું નથી. મારે જે કહેવું છે તે એજ કે તે સભાઓ સંપુર્ણ રીતે પ્રજાના પ્રતીનીધીઓ તરફનીજ નહીં હતી એમ સરકારે જાણવું જોઇએ. તે બાબે મેં સરકારને ચેતવણી આપી હતી.

મેં લખ્યું છે કે કેટલાક હીચકારાઓના કામને લીધે બે જવાન ઇંગ્રેજ બાનુઓ બોંબનો ભોગ થઇ પડી હતી. અલબતાં એવા બનાવો જે દેશમાં આપખુદ અમલ ચાલતો હોય તવાં બને છે. પણ એ બનાવ તે બોંબ ફેંકનારા પણ જાણતા હતા કે નહી તે બાબેની મેં કાંઇબી સુચના બહાર પાડી નથી. મેં વળી જણાવ્યું હતું કે આવું કામ કરવામાં હીચકારાપણુંનીજ નહીં પણ ગુનાહભરયાં કામની હદ આવી રહી હતી તે કામ એવુ હતું કે જે સ્વરાજની માંગણીને બીલકુલ અનુસરતું હતું, નહીં, પણ એ કામનો સબબ દેશી છાપામાં ચલાવવામાં આવતાં એજીટેશનનો હતો, એમ બહારના કેટલાકો કહેવા પડયા તે કામને અમે બ્રાટીશ અમલનાં લાભને હાણીકારક અને આપઘાતીક લેખયું.

ગ્રહસ્થો બોંબ ફેંકનારા તરફ ધીકાર બતાવવામાં આવયો હતો. આખાં હીંદુસ્તાનમાં સઘળાઓ એમ માનતા હતા કે બોંબ છુટો એ ઘણુંજ બુરૂં થયું, પણ તે દેશી છાપાની રાજદ્વારી ઉશકેરણીને લીધે થયું એમ કોઇબી કબુલ કરતું નથી. એવી સુચના કરવામાં આવી હતી કે રાજદ્વારી એજીટેશન કરનારાઓ સઘળો અખતીયાર પોતાને હાથ લેવા માંગતાં હતા. પણ તે દેશના લાભને સદંતર નુકશાનકારક હતું. પણ આટલું તો ખરૂં કે રાજદ્વારી એજીટેશન દાબી દેવું જોઇતું નથી. સામી તરફથી એમ કહેવામાં આવે છે કે રાજદ્વારી એજીટેટરોની માંગણી અણુઘટતી છે, અને બુરોક્રસીની સતા તો જેમની તેમજ રહેશે અને તેવી રીતના અમલમાં કદી પણ ફેરફાર કરવામાં આવશે નહીં. આવી રીતની સલાહ "પાયોનીયર" અને બીજા પત્રોએ આપેલી છે અને તેવી નુકસાનકારક સલાહનો અમોએ જવાબ આપ્યો છે. ગ્રહસ્થો એ આરટીકલો તમોને પસંદ પડે યા નહી પડે પણ તે સઘળાં એવાં એંગ્લો ઇનડીઅન પત્રોએ કરેલી નુકસાનકારક ટીકાના જવાબમાં જ લખવામાં આવી છે એવીજ રૂપે તમે તે આરટીકલો તરફ જોશો એવી હું ઉમેદ રાખું છું.

મારી મજકુર આરટીકલમાં મેં વળી લખ્યું છે કે બોંબના બનાવથી જે બે ઇંગ્રેજ બાનુઓ નીરદોશ ભોગ થઇ પડી છે તે ઘણું ખેદકારક છે, પણ તેથી જેઓ પકડાયા છે તેઓના એકરારપર એકદમ ધ્યાન આપી દેવું નહીં જોઇયે. મેં તે બાબે સતાવાલાઓનું ધ્યાન ખેંચયું હતું. હવે મેં મારી આરટીકલમાં "ઉલ" કરીને જે બોલ વાપર્યો છે તેનો અરથ ચોંકવનારી ખબર એવો થાય છે. લોકોનાં જાહેર મત ઉપરથી હમે શાં કાંઇબી દેશના લાભનું કારય થઇ શકે છે. મેં મારા દેશ બંધુઓનાં ભલાં માટે લખાણ કર્યું છે, પણ તેમાં ખોટું શું છે? અલબતાં આગથી શેહેરોનાં શેહેરો નાશ પામે છે એ ખરી વાત પણ તેથી આતશ વાપરવોજ નહી એવી તકરાર લાવવી તદન બેહુદીજ છે. ચોકકસ માણસ બોંબથી ઉડી ગયું તેથી સઘળી રાજદ્વારી ચરચા દાબી દેવી અને સઘળાંનાં મોંઢાં બંધ કરવાં એવી ભલામણ જો કોઈ કરવા નીકળે તો તે કનયા કેળવણી દાબી દેવાની ભલામણ જેટલી બેહુદી નીવડે. અલબતાં બોંબથી નુકસાન થયું, પણ તેથી શું સઘળી રાજદ્વારી ચર્ચા બંધ કરવી? સુધારાઓની યોજના પડતી મેલવી?

મેં લખ્યું છે, ગ્રહસ્થો કે કેટલાક સરકારી અમલદારોએ પોતાના માંથાં ખોહી દીધાં છે અને તેઓ બાંબનો સઘળો જુમો દેશી છાપાને માથેજ નાંખવા માંગે છે જે ઘણું ખોટું છે. અમો એમ કહેવા માંગતાજ નથી, કે જે માણસ જાસ્તીનાં કામ કરે તેને સજા કરવી નહી. અમે એમ કહેવા માંગતાજ નથી. તમે સજા કરો, પણ સજા કર્યા પછી શું કરવું તેની અમો સુચના કરયે છીયે અને તે એ કે, પ્રજાનો અવાજ દાબી દેનારાં પગલાં ના ભરો, પણ જે સુધારાઓ દાખલ કરવા હોય તે કરો. તમે ગુનેહગારોને સજા કરીને શું જપતાના અને જુલમાતન ઉપાયો લેવો એ શું સારી રાજનીતીને અનુસરતું કહેવાય?

આરટીકલમાં આગળ મેં એમ લખ્યું છે કે, રાજકારોબારની રૂઢીમાં સમાયલી કાંઇ ખામીને લીધે મજકુર રમખાણ થતું હોય અને તેથી તેવી ખામી દુર કરવી જોઇએ. દરેક જણ સમાંધાની અને બંદોબસ્તને ચાહે છે, પણ લોકોમાં શાંતી નથી એવાં બાહનાં હેઠળ તેઓપર ફટકો લગાવવો જોઇતો નથી. હવે લોકોનો અવાજ દાબી દેનારાં પગલાં ભરવાની સરકારને સલાહ આપવી એ તદન બેહુદુ અને જોખમનું કામ કહેવાય અને તેથી સરકારને ભવીશયમાં મોટી મુશકેલી અને ગુંચવાડામા ઉતરવું પડે એમાં શક નહી.

આ આરટીકલ ૧૯ મી મેના દીવસે લખેલી છે. એ મધે બોંબના બનાવનો ખેદકારક ગણવામાં આવ્યો છે અને બોંબ ફેંકનાર તરફ ધીક્કાર દેખાડવામાં આવ્યે છે, પણ તેની સાથે એમ પણ જણાવ્યું છે, કે રાજકારોબારની રૂઢીમાં ફેરફાર કરવો જોઇયે તે મધે લોકો ઉશકેરાય યા સરકાર સામે બેદીલ બને એવું. કાંઇબી લખવામાં આવ્યું નથી. હવે એ લખ્યા પછી કાંઇ બીજી ખબર મળે તો તેપર મારે નુકતેચીની કરવી પડે છે. તેટલા માટે આવી આરટીકલો કાંઇબી ખાસ મકસદસર લખવામાં આવી છે એવો મારો હેતુ હતો તો તે શું છે તે બાબે તમારે અનુમાનપર આવવું જોઇએ. એ આરટીકલ ફીતુરી છે એમ તમે કહી શકશો નહીં એ લખ્યા પછી "એકસપલોઝીવ એકટ" અને "પ્રેસ એકટ" પસાર થયા અને તે બાબે અમોને નુકતેચીની કરવી પડી

હવે તા૦ ૨૫ મી મેની આરટીકલપર હું આવીશ તેની અંદર મેં ઈંગ્લંડથી બોંબના સંબંધમાં મળેલા ઇંગ્રેજ વરતમાનપત્રોનાં અભીપ્રાય પણ ટાંકેલા છે, અને તેઓએ જે લખ્યું છે તે માટે તેમની સામે કામ ચલાવવાનો કોઇને ખ્યાલ પણ આવ્યો નથી,

અત્રે તે આરટીકલવાળો "કેસરી નો અંક જુરીને વાંચવા માટે આપવામાં આવ્યો. આગળ ચાલતાં મી૦ તીલકે જણાવ્યું કે, જે ઇંગ્રેજી અભીપ્રાય આપવામાં આવ્યો છે તે મધે એમ જણાવવામાં આવ્યુ છે કે " કલકતાખાતે બોંબનો બનાવ બન્યાથી ઈંગ્લંડમાં ભારે ગભરાટની લાગણી તીનેવલી ખાતેનાં હુલ્લડથી, ૧૯૦૭ નાં પુનાવાલા રેનડ અને આયરસ્ટનાં ખુનોથી, અને લાલા લજપતરાયને પકડવાથી બી ઉશકેરાઇ હતી નહીં. પણ આ બોંબનો બનાવ શાથી બન્યો ? ડેમોક્રેટીક પારટી આપખુદ સત્તા ભોગવે છે, તેથી બોંબપારટી હસ્તીમાં આવી છે. તેટલા માટે છાપામાં તેમજ જાહેર ભાષણો આપીને રાજદ્વારી ઉશકેરણી કરનારાઓનેજ નહીં પણ આ આપ ખુદ સરકારી અમલદારોને પણ જવાબદાર લેખવા જોઇયે."

હવે ગ્રહસ્થો "પાયોનીઅર" વીગેરે પત્રોમાંથી મેં જે ઉતારા વાંચી દેખાડયા છે તે મધે રાજદ્વારી ચર્ચાનેજ નહી પણ સ્વદેશી અને બાંયકોટની હીલચાલને પણ વખોડી કહાડવામાં આવી છે. મેં તેની સામે જે આરટીકલ લખી છે તે તમારી સનમુખ છે, પણ તેનો તરજુમો કેટલો બધો ખોટો થયો છે તે બોલે બોલ દેખાડીને હું તમારો વખત લેવા માંગતો નથી.

ગ્રહસ્થો, આમની સભામાં મી૦ રીઝ જેઓ લીબરલ સભાસદ છે તેઓએ એમ જણાવ્યું છે કે બોંબ બનાવવાનું જ્યારે હીંદુસ્તાનમાં લોકને ખબર નહીં હતી તો બોંબ આવ્યો કયાંથી ? હીંદુસ્તાનમાં લોકો ગરીબાઇમાં કચડાઈ ગયાં છે તો બોંબ બનાવવાનો હુનર તેઓએ કેમ અખત્યાર કર્યો ? તેઓએ હેતુંથી આ કામ કર્યુ છે. તેટલા માટે તેમની સામે જાપતાના જબરદસ્ત ઉપાયો લેવાં. અલબતાં ઉપાયો લેવામાં આવ્યા છે ખરા, પણ તે એટલા બધા કારગર લાગ્યા નથી, પણ હવે તમાચો એવો મારવો કે જેથી કરીને તેઓથી ચુંકે ચાં કાંઇબી થાય નહી. ગ્રહસ્થો ઈંગ્લંડમાં બોંબની બાબતમાં જે બે મત હસ્તીમાં છે તેમાનું આ એક મત છે. મી૦ રીઝ જણાવે છે, કે જાપતાના ઉપાયો હવે એવા લેવા, કે હીંદીવાનોથી કાંઇજ બોલાય નહી.

હવે બીજો મત શું છે? સર હેનરી કોટન અને બીજાઓ શુ વીચારે છે ! તે પક્ષ એમ મત ધરાવે છે કે. બંગાલીઓ ઉશકેરાઈ જવાથી અને બ્યુરોક્રેસીનો આપખુદ અમલ નહી ખમી શકવાથી બોંબ હસ્તીમાં આવ્યો છે અને રાજદ્વારી છુપી ટોળીની સ્થાપના થઇ છે.

ગ્રહસ્થો, મેં મારી આરટીકલમાં એમ લખ્યું છે. કે પુરવનાં લોકોમાં જે રીતની જાગરૂતી થઇ છે તે તરફ સરકાર આંખવીચામણાં નહીં કરશે, કેમકે તેમનામાં સ્વદેશાભીમાનીનો જુસ્સો ઉતપન થયો છે.

ગ્રહસ્થો, હાલમાં સરકાર અને રાજદ્વારી ટોળી વચ્ચે ફરક એટલોજ છે, કે સુધારાઓ સંપુરણ થયા નથી નામદાર વાઈસરોયની ધારાસભામાં એમ કહેવાયું હતું,

મી૦ તીલકે તે પછી પોતાની આરટીકલો

આગળ વાંચતાં જણાવ્યું કે, આપણે જાપતાના ઉપાયો ફતેહમંદીથી લઇ શકીશું નહીં.

હવે હું તા૦ ૨૭ જુનના દીવસની આર ટીકલ લઇશ.

આ આરટીકલ સરકાર જે રીતનાં જાપતાનાં પગલાં લે છે તે સામે વાંધો ઉઠાવવાને લેખવામાં આવી છે. અમે તે આરટીકલમાં એમ જણાવ્યું છે કે બોંબ ફેંકનારાઓને સખત સજા એ પહોંચાડો, પણ તેને લીધે લોકોપર નવા નવા જાપતા નાખો નહી. એકસ્પલોઝીવ એકટ અને છાપાને લગતો એકટ પસાર કરવામાં સરકારે ખચીતજ લોકોનો અવાજ દાબી દેવા સરીખાં પગલાં ભર્યાં હતાં બોંબને અમે વખોડી કહાડયો છે તો કાં નહી અમે સરકારનાં એવાં પગલાંઓને વખોડી કહાડીયે? તેટલા માટે સરકારે નાંખેલા પગલાં સામે વાંધો લેવા થકી તા૦ ૨૭ જુનની આરટીકલ લખવામાં આવી હતી.

હવે ગ્રહસ્થો, ઇગ્લાંડમાં "કનટેમપરેરી રીવયુ" માં જે વીચાર ઇગ્લાંડની સ્થીતીનો લેવામાં આવ્યો હતો અને જે વાઇસરાયની કાઉનસીલમાં સર સઇયદ આહ્મદે વાંચ્યો હતો તેવોજ વીચાર થોડેઘણે દરજ્જે મારી હાલની આરટીકલમાં આપવામાં આવ્યો છે.

હવે ગ્રહસ્થો એંગ્લો ઇનડીઅન પત્રો અમોને શું કહે છે? તેઓ કહે છે કે બોંબને તમે વખાડી કહાડો છો એ સઘળો તમારો ઢોંગ છે, કેમકે તમે જ્યારે બોંબને વખોડો છો ત્યારે સરકાર જે નવાં પગલાં લે છે તેની તરફેણમાં તમે કાં નથી જતા?

ગ્રહસ્થો, આવી રીતે ઢોંગી હોવાનો આક્ષેપ અમારી સામે મેલવામાં આવે છે, પણ અમે સરકારની તરફેણમાં થઇ નથી શકતા, કેમકે સરકાર તરફથી જે પગલાં ભરવામાં આવે છે, તે જાપતાના ને પ્રજાનો અવાજ દાબી દેવા સરીખાં છે એમ અમો સમજીયે છીયે.

અત્રે મી૦ તીલકે આગળ ચાલતાં જણાવ્યું કે ૧૮૯૭ નાં પુણાં ખાતેનાં ખુનો અને મુઝફરપોર ખાતેના ખુનોમાં ઘણો ફરક છે. તે વેળાનો વખત જુદોજ હતો અને હાલનો વખત તદન જુદોજ છે. બોંબ મુઝફરપોર ખાતે ફોડવામાં આવ્યો ખરો, પણ તેથી કાંઇ લશકરી બળ ઘટતું નથી, બોંબ કાંઇ લશકરી બળનાં ભાગમાં એકે નડતલ નથી અને તેથી કાંઇ થવાનું નથી. તેટલા માટે બોંબ વીશે સરકારે કાંઇબી ડર રાખવો નહી, કેમકે એથી છેવટ કાંઇબી ફાયદો થવાનો નથી. તેથી કાંઇ હીંદુસ્તાનનું બળ ઘટવાનું નથી.

બોંબથી કાંઇ સરકારનો નાશ નથી થતો પણ તેથી કાજકારોબાર ચલાવવામાં ખલલ પડે છે અને તેટલા માટે બોંબમાંથી સરકારે ચેતવણી લેવી જોઇએ અને લોકોની સ્થીતી, તેમનું મન કયાં ખેંચાય છે તે બાબે ચેતવું.

ઓ૦ મી૦ ગોખલેએ ચેતવણી આપી હતી અને તવીજ ચેતવણી ડૉ૦ રાશબીહારી ઘોષે આપી હતી. પણ તેથી તેમને એમ કહેવામાં આવ્યું કે બોંબ વીશે તમોને કાંઇબી ખબર હોવી જોઇએ. ઘણાંઓ એમ કહેવા માંગે છે કે ૧૮૯૭ના બનાવ પછી આ બનાવ પાક્યો બન્યો એ અર્થ સુચક છે. તે વેળા એંગ્લો-ઇંડીયન પત્રોએ જાપતાના ઉપાયો લેવાની ભલામણ કરી હતી અને એવી રીતે એંગ્લો ઇંડયન છાપાની ઉશ્કેરણીથીજ યાને લોકોપર વધારે ને વધારે જાપતાઓ નાખવાની ભલામણને લીધેજ હાલના યાને ૧૯૦૮ના બનાવો બન્યા છે.

અત્રે કોર્ટ ઉઠવાનાં સરેસ્તાનાં વખત ૫-૩૦ ની ઉપર ૧૦ મીનીટ થઇ હતી અને મી૦ તીલકે પોતાનું ભાશણ આવતી કાલ પર મુલતની રાખ્યુ હતુ અને કોરટ ઉઠી હતી.

---

( મંગળવાર તા૦ ૨૨ મી જુલાઇ ૭ મો દીવસ )

---

કોરટ ૧૧-૩૦ વાગે બેસતાં મી૦ તીલકે પોતાનું ગઇ કાલનું અધુરૂં રહેલું ભાશણ આગળ ચલાવતાં જણાવ્યું કે મારા લોરડ અને જુરીના ગ્રહસ્થો, ગઇ કાલે હું તમારી આગળ તા૦ ૨૭ જુનના દીવસની આરટીકલ વાંચી ગયો છું આજે તા૦ ૯મી જુનના દીવસની આરટીકલ વાંચીશ. તે આરટીકલ માટે મારી સામે બે આરોપો મેલવામાં આવ્યા છે, અને તે ૧૨૪ મી એ અને ૧૫૩ મી (એ)ની કલમો છે. એ આરટીકલ એકસપલોઝીવ એકટ અને પ્રેસ એકટ પસાર કરવામાં આવ્યા તેની સામે પ્રોટેસ્ટ ઉઠાવનારી છે. હવે ગ્રહસ્થો,, એકસપલોઝીવ એકટ ૧૮૮૩ નાં ઇગલંડના કાયદાના ધોરણ ઉપર પસાર કરવામાં આવ્યો છે. એ બંને કાયદા પસાર કરવામાં આવ્યા છે તેને લગતો સભામાં ચાલેલો હેવાલ હું મારી સાથે લાવ્યો છું, અને તે પછી હું મારી આરટીકલ બાબે બોલીશ. પ્રેસ એકટ જે તરતજ વડી ધારાસભામાં એકજ બેઠકમાં પસાર કરવામાં આવ્યો છે તેની સામે વડી ધારાસભાના દેશી સભાસદો એ પ્રોટેસ્ટ ઉઠાવ્યો હતો. સરેસ્તા મુજબ તે કાયદાઓને લગતો ખરડોબી આગમચથી પ્રગટ ક

કરવામાં આવ્યો હતો નહીં. એકસપ્લોઝીવ એક્ટ મારફતે એવું ઠેરવવામાં આવ્યું હતું કે જેની પાસેથી સળગી ઉઠે એવો પદાર્થ મળી આવે તે ને કાયદાની અદાલતમાં ઘસડી તેની સામે કામ ચલાવવું. પણ એવી ગોઠવણ કાંઇબી કરવામાં આવી હતી નહીં કે સળગી ઉઠે એવો પદાર્થ જેની પાસેથી મળી આવે તો તે મલી આવેલો પદાર્થ પોતાની પાસે રાખવા માટેની મતલબ શું હતી કાયદામાં એવી ગોઠવણ કરવામાં આવી ન થી અને તેથી મોટે ભાગે દેશી છાપાએ તેને વ ખોડી કાઢડયો છે અને લોકોના છુટાપણાંપર ત્રા પ નાંખનારા એ કાયદાનો અર્થ વાઇસરોયની સભામાં પણ એવીજ મતલબનો કરવામાં આ વ્યો હતો.

હવે ગ્રહસ્થો, મારી આરટીકલમાં શું લ ખ્યું છે. મેં લખ્યું છે કે હીંદી સરકાર જાપતા ની નવી રાજનીતીપર દોરવાઇ છે અને દર પાંચ કે ૧૦ વરસે એવી રીતના જાપતાનો ભુત સરકારને આવે છે.

મી૦ તીલકે પોતાની આરટીકલનો ખુલાસો આપતાં એમ જણાવ્યું કે એવી રીતના જાપ તાના ભુતપર કોઇનોબી અંકોશ રહેવો જોઇતો હતો. ખરાબ બુધીપર કોઈનોબી અંકોશ જોઇએ એવી મેં સુચના કરી હતી અને તે અંકોશ રાખનાર તરીકે મેં લોર્ડ મોરલીનું નામજ કેહુ વાની મતલબ રાખી હતી. હવે "મંત્રકર" નો અર્થ શું થાય છે? જે માણસ જાદુ ઉપર અં કોશ રાખી શકે તે. મેં ખુલ્લું લખ્યું છે કે, જેઓપર અંકોશ રાખવો જોઇએ અને જેણે મંત્રકરણનું કામ કરવું જોઇએ તે કર વામાં આવતું નથી, અને તેથી સરકારની રાજ નીતી પાછળ હઠવા સરખી થઈ પડે છે. છાપાનું અને ભાશાનું છુટાપણું એ દેશના પોષણનું મો ટું સાધન છે. એવો કંઇ મારોજ વીચાર નથી પણ તે બીજા ગ્રંથકર્તા પણ એમજ વીચારે છે. તેટલા માટે પ્રજાનો અવાજ દાબી દેનારા પ્રેસ એકટથી પ્રજાનું પોષણ થઇ શકતું નથી.

ટોમસપેન નામનો ગ્રંથકર્તા જણાવે છે કે છાપાને છુટાપણું આપવાથીજ આપણે આપણી હાલની આબાદ હાલત બનાવી શકયા છીયે અને છાપાના છુટાપણાંથીજ લોકો નો અવાજ સરસ રીતે સાંભળી શકાય છે. તે ટલા માટે મેં જે લખ્યું છે તે એવા લખનારા ઓને ટેકો આપવા જેવુંજ છે.

ગ્રહસ્થો, આખો એંગ્લો-ઇંડીઆન છાપો દેશી છાપાને છુટાપણું આપવાની વીરૂધ છે.

"માલકમસ ગવરનમેંટ" નામની ચોપ ડીમાંથી એક ફકરો ટાંકી દેખાડતાં મી૦ તી લકે જણાવ્યું કે અગાઉ એક કેસ એવો બ નેલો હતો કેજે મધે સરકાર અને વડી અદાલ ત વચે જે ઝઘડો ચાલતો હતો તેને લગતો હે વાલ છાપવા દેવાને દેશી છાપાને અટકાવવામાં આવતો હતો.

નેર્થ નામનો ગ્રંથકરતા જણાવે છે ઇં ગ્લંડ અને હીંદુસ્તાન વચે સારો સંબંધ જા ળવવા માટે હીંદુસ્તાનને છાપાનું છુટા પણું જો ઇએ તે કરતાં વધારે આપવું. દેશની આબાદી અને ખીલવણીનો આધાર એનીપર રહે છે.

ગ્રહસ્થો, ત્યારે છાપાનું છુટાપણું એ બહુ જ અગત્યની ચીજ છે અને તે વગર કોઇબી પ્ર જા આબાદ બની શકે નહીં, એમ બહારના ગ્રં થકરતાઓ જણાવે છે.

મારી આરટીકલમાં મેં પણ એમજ લ ખ્યું છે અને નવા પ્રેસ એકટ સામે મેં વાંધો ઉઠાવ્યો છે.

હવે સર હારવે એડમસને પોતાનાં વાઇસ રોયની સભા મધેનાં ભાશણમાં એમ કહયું છે કે હીંદુસ્તાનનાં લોકોની ખાહેશ કાયદાને અને સુલેહને માન આપવાની નથી, અને રશીઆમાં પણ એવોજ અમલ છે, માટે આવો કાયદો દા ખલ કરવાની જરૂર જણાય છે, પણ એ સરખા મણી કેવી બેહુદી છે તે હું તમોને રશીઆનાં નીહીલીસ્ટો બાબે મી૦ નેશે આપેલાં મત ઉપર થી દેખાડી આપીશ. મી૦ નેશ જણાવે છે કે નીહીલીસ્ટોનું રાજ્ય બંધારણ કાંઇજ નથી, તેમ ની પાસે ગુણ નથી, તેમની પાસે કાયદો નથી અને તેઓ મારફાડ અને કાયદાની સામે થઇનેજ જીવે છે

હવે ગ્રહસ્થો રશીઆના નીહીલીસ્ટો સા થે હીંદુસ્તાનના લોકોની સરખામણી કરવી એ કેમ બને? હીંદીવાનો કાંઇ નીહીલીસ્ટ નથી. તેઓ તો સુલેહને ચાહનારાઓ અને કાયદાને માન આપનારા છે.

હવે ગ્રહસ્થો, રશીઆમાં જે રીતનો એના રકીસ્તેનો ગભરાત ૧૯૦૬ માં ફેલાયો હતો તેનો 'પાયોનીઅર' પત્રેબી તેવોજ વીચાર લીધો છે તે હું અહીં દેખાડી આપીશ. 'પાયોનીઅર' જણાવે છે કે 'આપખુદ રાજ્યઅમલ સામે પ્રો ટેસ્ટ ઉઠાવવાનો એજ મારગ છે. બોંબ સામે લસકર લાઇલાજ બને છે અને લોકો તેથી છેવ ટે આપખુદી સામે લડી શકે છે.'

ગ્રહસ્થો, 'પાયોનીઅર' પત્રે ૧૯૦૬ માં એમ કહ્યુ હતું અને 'લંડન ટાઇમસે' પણ એ વોજ અભીપ્રાય આપયો હતો અને મારી આરટીકલમાં બી મેં તેમજ કરયું છે. મે કાંઇ મારો પોતાનો કાંઇ નવો વીચાર કહાડયો નથી, પણ જે ચીજ બીજાઓએ કરી છે તે મેં પાછી કહી છે.

હવે સર થોમસ મનરો શું કહે છે ? તે જણાવે છે કે પ્રદેશી રાજની જીુસરીથી એક પ્રજાના સઘળા ગુણ અને તેની ચાલ ચલગત દબાઇ જાય છે અને તેથી તેની આબાદી ચહડી શકતી નથી. લોરડ ઇડસલીએ મોગલ અને ઇંગ્રેજોની સરખામણી કરી છે જે મધે અકબર બાદશાહ જેવાના રાજ વહીવટની બારે વખાણ કરી છે. ગ્રહસ્થો, તેવીજ વખાણ મેં કરી છે.

મેજર ઇવેનસડેલે ઇંગરેજોને "બર્ડસ ઓફ પેસેજ" કહયા છે અને તેઓએ જણાવેયું છે કે ઇંગરેજો કરીને હીંદુતાનમાં કાંઇ રેહેતા નથી. યાને અમલદારો જાય છે અને આવે છે તેથી રાજ કાંઇ મકકમ રેહેવાતું નથી.

હવે મેં મારો વીચાર મેજર ઇવેનસ ડેલમાંથીજ લીધો છે અને તે મુજબ મેં મારૂં મત જણાવ્યું છે.

ગ્રહસ્થો, આ લાઇનમાં હું ૨૮ વરસ થયાં રયો છું અને મારી પારટીનુ શું શું સાહીત્ય છે તે બધું હું જાણું છું. અમારી તરફેણમાંશું શું મનો પડે છે તે બાબેની મને સપુરણુ માહીતી છે અને તેથીજ હું મારૂ મત તે મુજબ ઉચારૂં છું એમ તમારે જાણવું જોઇયે.

મી૦ તીલકે આગળ ચાલતાં જણાવ્યું કે, "એકવાર પોલીસ અમલદાર મરકીવાળા ઘરમાં ઘુસ્યો, પણ ત્યાંથી તેને હડધુત થઇને બાહાર નીકળવું પડયું અને"—

એડવોકેટ-જનરલ- એવા ટીકાઓ સામે હું વાંધો ઉઠાવું છું, કેમકે આરોપી પોતાને આપવામાં આવેલી છુટની બાહર જાય છે અને તેમ થવું જોઇતું નથી.

નામદાર જડજ-એવણ ચોપડીઓ વીગેરેમાંથી ચોકસ દાખલો ટાંકી દેખાડે છે અને તેટલા માટે તેમને તેમ કરતાં અટકાવવા નહીં જોઇએ.

એડવોકેટ જનરલ-પણ તે કેવી રીતે કરવામાં આવે છે તે તમો નામદારે જોવું જોઇએ.

નામદાર જડજ-(મી૦ તીલકને) જુરી સનમુખ તમોને ભાશણ કરવાની સંપુરણ છુટ છે, તમે તમારા બચાવમાં ગમે તેવા તકરાર અને દાખલા લાવી શકો. તે સામે કાંઇબી વાંધો નથી. પણ કોઇબી દાખલાની વીગતોમાં તમારે ઉતરવું નહી અને તેને લગતી બધી હકીકતો રજુ કરવી નહીં.

મી૦ તીલક-પણ મારા બચાવને માટે મારે અગત્યની વીગતોમાં ઉતરવુંબી પડે.

નામદાર જડજ-પણ કોરટ તેવી રીતની છુટ આપી શકતી નથી.

એ પછી મી૦ તીલકે આગળ ચાલતાં લોર્ડ મોરલીએ સીવીલ સરવીસ ડીનર વેળા વેલાતમાં કીધેલા ભાશણમાંથી ચોકકસ ફકરાઓ ટાંકી દેખાડયા હતા અને જણાવ્યું હતું કે લોર્ડ મોરલીનું એવું મત છે કે, જે સ્થીતી આપણે હાલ બનાવી છે તે ઉપરથી તો હીંદીવાનોની ઉમેદોને સંતોશ આપવાને નીશફળ નીવડવું નહીં જોઇએ.

ગ્રહસ્થો, આવો વીચાર હીંદી પ્રધાને લીધો છે અને તેવોજ વીચાર મેં પણ લીધો છે.

એ પછી મી૦ તીલકે પોતાની આરટીકલનો વધુ ભાગ વાંચતાં જણાવ્યું કે, મે એમ લખ્યું છે કે લોકો પાસેથી હથીઆરો, બંદુકો, ભાલાઓ વગેરે "આમર્સ એકટ" ની રૂહે ખુચવી લઇ શકાશે. પણ બોંબને અટકાવવાનું મુશકેલ કામ છે અને બોંબનો નીકાલ કાઢી નાંખવાનું તદન અશકય થઇ પડશે.

હવે ગ્રહસ્થો મેં એમ લખ્યું છે ખર, પણ એ કાંઇ મારોજ વીચાર નથી. મેં જે કાંઇ લખયું છે તે બોંબની બનાવટ બાબેના એકસપલોઝીવ ઇન્સપેકટરે કરેલા રીપોરટ ઉપરથીજ મેં મારો વીચાર બાંધયો હતો. તે બધો રીપોરટ એંગ્લો ઇન્ડીયન પત્રો મધે પ્રગટ થયો હતો. અને બીજાં સંખ્યાબંધ પત્રોએ તે જાહેર પાડયો હતો. ગ્રહસ્થો રીપોર્ટમાં એમ જણાવવામાં આવ્યું છે કે, બોંબ બનાવવાનું સેહેલું છે અને તેથી તેને બનાવવાનું કામ અટકાવી શકાશે નહીં હવે એમ બાહેર પાડવામાં આવ્યું છે તો કાં નહી તે બોંબ બનાવવા માટેની ઉશકેરણી કહેવાય? એમ તો ચોરી લુચ્ચાઇના બધા હેવાલો અને વરણનબી પત્રો મધે પ્રગટ થાય છે. અને તેટલા માટે તેવા વરતમાન પત્રોને પણ પકડવાં જોઇએ. એમ તો તબીબી ચોપડીઓમાં ચોકસ ઝેરો કેમ બનાવવાં તેના નુખસા આપવામાં આવ્યા છે અને તેટલા માટે તે ચોપડીઓ ખુન અને આપઘાતની ઉશ્કેરણી કરવા માટેજ છપાવવામાં આવી હતી એમશું આપણે ધારી લેવું જોઇએ કે ? ગ્રહસ્થો જો એમજ ચાલે અને જો એમજ માનવામાં આવે તો એ બાબતોનો છેડો આવેજ નહીં. અમે જે કાંઇ લ

ખ્યું છે તે બાહેર પડેલા બોંબની બનાવટના રી પેરટ ઉપરની નુકતેચીની છે. અને એવી રીત ની નુકતેચીની બધાં પત્રોએ કરેલી છે, તો એ સઘળાં પત્રો સામે ત્યારે કામ ચલાવવું જોઇએ. મેં કાંઇ મારા પોતાના વીચારો જાહેર કર્યા ન થી. જે વીચારો બહાર પડી ચુકયા હતા તે ઉ પરથી મેં મારા પત્રનો મત જાહેર કર્યો છે.

અત્રે મી૦ તીલકે "ઓરીએનટલ રીવ્યુ" માં પ્રગટ થયલો વેલાયતનો "મોરનીંગ લીડર"ના કલકત્તાનાં ખબરપત્રી તરફનો બોંબ વીષેનો હેવા લ વાંચવા માંડયો, પણ તે બાબે એડવોકેટ-જન રલે વાંધો લીધો, પણ નામદાર જડજે ઠરાવ્યું કે આરોપીને જો એમ લાગે કે એ તેમને અગત્યનું છે તો તેમ કરવાને તેઓને છુટ છે આ ઉપર થી મી૦ તીલકે તે લખાણ વાંચ્યું હતું જેની મતલબ એ હતી કે બોંબ હીંદુસ્તાનમાં આવ્યો છે અને તેથી ઇંગ્રેજોએ હવે ચેતીને ચાલવું જોઇએ.

અત્રે જુરીના ફોરમેને તે "ઓરીએંટલ રીવ્યુ" નો અંક માંગ્યો હતો જે તેમને આપ વામાં આવ્યો હતો.

નામદાર જડજ-મી૦ (તીલકને) તમે એવાં પત્રો અહીં શું કામ લઇ આવો છો ?

મી૦ તીલક-એવું દેખાડવા કે મેં જે કાંઇ લખ્યું છે તે બીજાં પત્રોએબી લખ્યું છે.

નામદાર જડજ-પણ તમારો તે મત શું છે ? તમેબી તેવુંજ મત આપ્યું છે કેની ? હું નહી ધારતો કે એવાં પત્રો અહીં જુરીના ગ્રહસ્થો સનમુખ વાંચવા જોઇએ. તેટલા મારે હું ઠરાવું છું કે એવાં લખાણની અસર જુરીના ગ્રહસ્થો પર થવી જોઇની નથી.

અત્રે નામદાર જડજે "ઓરીએનટલ રીવ્યુ" પાછું આપી દેવાને ફોરમનને જણાવ્યું હતું જેમ કરવામાં આવ્યું હતું.

મી૦ તીલક-આનરેબલ નવાબ સઇયદ મહમદ બાહદુરે નામદાર વાઇસરોયની કા ઉનસીલમાં જે વીચારો જાહેર કર્યા છે તે મારી આરટીકલને મળતા છે

અત્રે મી૦ તીલકે નવાબ સઇયદ મ હમદનો ચોકસ ભાગ વાચી સંભળાવ્યો હતો અને જણાવ્યું હતું કે તે ભાષણ મધે તેઓએ સરકારને ચેતવણી આપી હતી અને લોકોમાં સં તોષ ફેલાય એવા સુધારા દાખલ કરવાને જણા વ્યું હતું.

મી૦ તીલકે જણાવ્યું કે, નામદાર વાઇસ રોયની ધારાસભામાં એ દેશી સભાસદે જે વી ચારો તા૦ ૧૭ મી જુનના દીવસે જાહેર કર્યા હતા તેજ વીચારો મારી તા૦ ૯મી જુનના અં કની આરટીકલમાં તે કાઉનસીલમાં પસાર થયલા બે જાપતાના કાયદાઓને સઘળી તરફથી વખોડી કહાડવામાં આવ્યા છે અને આખા દેશનાં સઘ ળાં પત્રોએ તેમની સામે અણગમો દેખાડયો છે. ત્યારે મામલો એમ છે તો મનેજ તેવાંજ લખા ણ માટે કોરટમાં ઘસડયો અને મારી સામે કામ ચલાવ્યુ એ હું કહું છું કે ડહાપણભરયું અને કાયદેસરનું નથી જે ચીજ સઘળાઓએ લખી તે મેં લખી અને તે મારે મારી એકલાનીજ સામે શું કામ આરોપ મેલવો જોઇએ ? એમ તો ૧૮૫૭ના બળવા વેળાની તવારીખને લગતી ચોપડીઓ જાહર પડેલી છે અને તે ચોપડીઓ નો જો અમે અભીપ્રાય લઇએ તો શું તેમ કરી ને અમે લોકોને ઉશ્કેરયે છીયે કે ? તેમ તો ક દીબી બને નહીં.

તેટલા માટે ગ્રહસ્થો મારી આરટીકલો લ ખવામાં મારો હેતુ શું છ ને તમારે પહેલાં ત પાસવું જોઇએ અને તે પછીજ તમારે તમારા અભીપ્રાયપર આવવું.

ગ્રહસ્થો, તમારે એમ નહી સમજવું કે એંગલો-ઇનડીઅન, ગુજરાતી, મરાઠી, બં ગાલી વીગેરે વીગેરે આખાં હીંદુસ્તાનનાં પત્રોએ એજ એકનો એક અભીપ્રાય લીધો છે કે " તાના પગલાં ચાલવાના નથી અને તે કદીબી ફેસાધક થઇ પડશે નહી.

એમ તો ઉમરાવોની સભામાં લોરડ કરઝને કાબુલનાં અમીર સામે ચોકસ ટીકાઓ કરયા હ તા, અને તેના જવાબમાં લોરડ મોરલીએ તેમને એમ પણ જણાવ્યું હતું કે તમારા ચોકસ ટી કાઓથી બનવા જોગ છે કે અમીર એંગલો-ર શીઅન કોલકરારની સામે થાય.

ગ્રહસ્થો, લોરડ કરઝન સામે લોરડ મોરલી એ ત્યારે કામ ચલાવવું હતું. પણ તેમ બની શકે નહીં કેમકે ઉમરાવોની સભામાં છુટથી જા હેર સવાલો બાબે તકરાર ચાલતી હતી અને તે તકરારમાં ભાગ લેવામાં આવતો હતો.

મી૦ તીલકે આગળ ચાલતાં જમાવ્યુ કે હમેશાં જે હકીકત હોય તે પ્રગટ થાય છે અ ને તેમાં ખોટું કશુંએ નથી. એમ તો ધારો કે કોઇ ચોકસ પોલીસ અમલદારના કામની તપાસ ચાલતી હોય અને તેનો હેવાલ પ્રગટ કરવાને સરકાર તરફથી ના કહેવામાં આવે અને કારણ માં એમ જણાવવામાં આવે કે તે હેવાલ પ્રગટ કર્યાથી પોલીસ ખાતાને ખરાબ લાગશે, પણ તે

થાજ શું તે હેવાલ નહીં પ્રગટ કરવા ? તેમ બનેજ નહીં. ખરી વાત બહાર આવવી જોઇએ.

ગ્રહસ્થો, હીંદુસ્તાનના લોકોની સઘળી ફરયાદો ધ્યાનમાં લઇને લખાણ કરયું છે. હું તેમાં ખરો હોવું કે ખોટો હોવું તે બાબત જોવાની નથી, પણ મારે મારી સમજ મુજબ મારી આરટીકલ લખવાનો હક છે કે નહી તે તમારે જોવાનું છે. શુ લોકોને પોતાના અચાર વીચારો ખુલ્લેખુલ્લી રીતે દરશાવવાનો શું હક નથી ? એ તો છાપાના છુટાપણાનો સવાલ છે અને તે કોઇબી ચોકસ આસામીને લગતો સવાલ નથી. તેટલા માટે મેં જે કાંઇ લખ્યું છે તે તદન ખુલ્લેખુલ્લી રીતે મારા વીચારો બહાર પાડીનેજ લખ્યુ છે. ગ્રહસ્થો, આખો એંગ્લો-ઇનડીઅન છાપા અમારી પુઠે લાગીને કહી ચુકો છે કે મારશીઅલ લો ચલાવો ને કાંઇબી છુટ આપો-નહી. આવા લખાણો સામે શું અમે અમારી કલમો નહીં ચલાવીએ ?

હવે ગ્રહસ્થો પેલો કાડ જે ફરીયાદપક્ષ તરફથી પુંરાવામાં મેલવામાં આવ્યો છે તે બાબે હુ બોલીસ. તે કાડ મારફતે મારી ઉપર એવો આક્ષેપ મેલવામાં આવ્યો છે કે હું બોંબ બનાવવાની બાબદમાં સામેલ હતો. હવે એ કારડ મારી ટેબલ ઉપરથી બીજા સઘળાં કાગળીયાંઓ સહીત મળી આવ્યો છે એમ કહેવામાં આવ્યું છે કે, એ કારડ મારા રોજના કામનાં કાગળીયાંઓ સાથે મળી આવ્યા છે અને તે એવી કોઇબી છુપી જગ્યાએ હતાજ નહીં કે તે નહી મળી આવે ગ્રહસ્થો એકસપલોઝીવ એકટ ઘડાયો તેની અગાઉ એ કારડ મેં લખી રાખયો હતો પણ તેમાં મેં સળગી ઉઠે એવા પદાર્થની વીગતો જે મને જોઇતી હતી તે લખી હતી. મેં મારા પોતાના સાધનો માટે ચોકસ એકસપલોઝીવને લગતી ચોપડી મંગાવી હતી કે જેથી કરીને એકસપલોઝીવની વ્યાખ્યા આપવા માટે મને સહેલાઇ થઇપડે.

અત્રે મી० તીલકે ચોપડીઓનું એક મોટું કેટલોગ જુરીના ગ્રહસ્થો સનમુખ રજુ કરીને જણાવ્યું કે એમાં પાને ૩૪મે એકસપલોઝીવની ચોપડીને લગતું જે વરણુન આપવામાં આવ્યું છે, તેવુંજ વરણુન મેં મારા એ કાર્ડમાં કરયું છે મને એ ચોપડી જોઇતી હતી અને તે મેં મંગાવી હતી. એ ચોપડીની કીંમત પણ એ કેટલોગમાં આપવામાં આવી છે. હવે ગ્રહસ્થો જે કેટલોગ મેં તમોને આપ્યું છે તે મારી લાયબ્રેરીમાંનું છે. હવે એવી ચોપડી મારી પાસે રાખવામાં જો ફીતુર નહીં હોય તો તેમાંથી ચોકસ ચોપડીઓ મંગાવવામાં ફીતુર શું કહેવાય તે હુ સમજી શકતો નથી જે ચોપડીઓ આપણને જોઇતી હોય તે મંગાવવામાં શું ફીતુર કહેવાય ? જો એમ નહીજ હોય તો મારો કારડ કાંઇ ફીતુરીની મતલબનો કહેવાય નહીં. વળી એ કારડ કયાંથી મળ્યો? મેં કાંઇ છુપાવી નહીં રાખેલો તે રોજના કાગળયાંઓ સાથે ટેબલ પરથી મળી આવ્યો અને તેને અહીં ફરીયાદપક્ષો તરફથી પુરાવા તરીકે ઠોકી બેસાડવામાં આવ્યો છે

હવે જુરીના ગ્રહસ્થો, જે કાગળયાંઓ જડતીમાં મળી આવ્યાં છે તે તમે તપાસો.

અત્રે ફરીયાદપક્ષ તરફથી મી० તીલક સામે જે કાગળયાઓ કોરટમાં રજુ કરવામાં આવ્યા હતાં તે જુરીના ગ્રહસ્થોએ તપાસ્યા હતાં.

એ પછી મી० તીલકે જણાવ્યું કે જુરીના ગ્રહસ્થો તમોએ એ કાગળયાં તપાસ્યાં છે અને તમોને માલમ પડશે કે એમાં શું શું છે અને આ બધાં કાગળયાંઓની વચ્ચે તે કારડ મળી આવ્યો છે અને વળી તેમાં શુ લખવામાં આવ્યું છે ? મને જે ચોપડી જોઇતી હતી તે મંગાવવાને લગતું લખાણુ તેમાં હતું. વળી તે કારડ તદન ખુલ્લો હતો અને તે કોઇબી રીતે છુપાવેલો હતો નહી. એમ તો મારી લાયબ્રેરીમાંની કેટલોગની હાજરીબી વાંધા ભરી કહેવાય. એમ જો ગ્રહસ્થો આપણે વીચારજ કરવા બેસીએ તો કાઇબી ચીજનો છેડો નહીં આવે.

મી० તીલકે આગળ ચાલતાં જણાવ્યું કે તા० ૧૬મી જુનના દીવસની મારી આરટીકલમાં મેં "એકસપલોઝીવ એકટ" ની જુદી જુદી કલમો આપી છે અને તેની સમજ રજુ કરી છે.

અત્રે નામદાર જડજે મી० તીલકને પુછયુ કે તમે તમારૂં ભાષણુ કયારે પુરૂં કરશો ?

મી० તીલક—આજ સાંજ સુધીમાં હું ખતમ કરીશ.

અત્રે ૨-૩૦ વાગી જવાથી કોરટ ટીફીન માટે ઉઠી હતી.

મી० તીલક પોતાનં ભાષણુ ચલાવતા હતા તે દરમ્યાન વચમાં સેશનસ કોરટની ગેલેરી આગળથી ચમકારો એકાએક સેશનસમાં બેઠલાઓની નજરે પડયો અને આગનું છમકલું હોય એમ નજરે પડયું આથી થોડીક પળ તે તરફ સઘળાઓની નજર ગભરાટમાં ખેંચાઇ. ખબર કાહડતાં માલમ પડયું કે સેશનસ કોરટ આગળની ગેલેરી આગળથી ફલેશલાઇટ વડે ફોટો લેવામાં આવતો હતો.

ટીફીન પછી મી૦ તીલકે પોતાનું અધુરૂ રહેલું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે ગ્રહસ્થો, બીજી આરટીકલના સંબંધમાં મારી સામે ફોજદારી કાયદાની ૧૨૪ મી (એ) અને ૧૫૩ મી (એ) મુજબના બે આરોપો મેલવામાં આવ્યા છે. હું તમોને ૧૨૪મી એ નો અર્થ તો સમજાવી ગયો છું. હમણાં હું તમોને ૧૫૩મી એ.નો અર્થ સમજાવીશ. એ કલમમાં એમ જણાવવામાં આવે છે કે "જે કોઇ પોતાના બોલોથી યા ભાષણથી જાત જાત વચ્ચે દુશમનાઇની લાગણી ઉશકેરે વા ઉશકેરવાની કોશેશ કરે તો તે કાયદામાં જણાવેલી સજાને પાત્ર થશે."

ગ્રહસ્થો, મેં તમોને જણાવ્યું તેમ તજવીજ એ કાંઇબી મકસદ વગરની હોતી નથી. દાખલા તરીકે જો હું એક પથરો ફેંકુ તો તેથી એમ નહીં કેહેવાય કે મેં પથરો ફેંકવાની કોશેશ કરી તમારે તે સંબંધી મારો હેતુ દેખાડી આપવો જોઇયે અને તેમ દેખાડી આપવામાં આવે તો તે તજવીજ કહેવાય, તેટલા માટે તજવીજ એટલે કાંઇબી નેમ સાથનું કામ. નેમ વગરની તજવીજ કહેવાયજ નહી. એ સઘળું મેં ૧૨૪ મી (એ) કલમ સમજાવતી વેલા જણાવ્યું છે.

ગ્રહસ્થો ઘણીવાર એમ બને છે કે, એક માણસ એકલીજ ઉશકેરવાની મતલબ રાખતો હોય,, પણ તેથી ઉલટુંજ કામ તે કરે છે; અને કોઇ કોઇ વાર વલી એમ બને છે કે લાગણી ઉશકેરવાનું કામ નીશફળ પણ નીવડે છે. અત્રે મી૦ તીલકે પંજાબના લો રીપોર્ટમાંથી પોતાની તકરારના ટેકામાં એક દાખલો ટાંકી દેખાડયો હતો.

નામદાર જડજે તે પોતાની તપાસ માટે વાંચી જોયો હતો.

મી૦ તીલકે આગળ ચાલતાં જણાવ્યું કે, આરોપવાળી કલમમાં "બે વરગો વચે" એમ જણાવવામાં આવ્યું છે. હવે ત્યારે વરગો એટલે શું તે આપણે જાણવું જોઇયે મોહમેદન અને હીંદુઓ અને યુરોપીઅનો વચે એ વરગો કહેવાય કે? રાજદારી બાબતમાં તો પક્ષોને એ બોલ લાગુ પડે નહી. પણ "વરગો ઉપરથી એમજ ઠરે કે એક બાજુએ રાજકરતી યુરોપીઅન કોમ અને બીજી બાજુએ હીંદુસ્તાનના દેશી લોકો હવે આ કલમની હેઠળ આરોપ સાબેત કરવા માટે ગુનાહનો હેતુ પહેલાં આપવો જોઇએ. તે વગર આરોપ ટકી શકે નહી. નામદાર શહેનશાહની રઇયત અને યુરોપીઅન વચે ધીકારની લાગણી ઉતપન કીધી યા કોશેશ કરી તો તે કેવા હેતુથી તે પુરવાર કરવું જોઇએ. ટુંકમાં દ્વેશભાવીક હેતુ પુરવાર કરવાની જરૂર છે. તેવો હેતુ એ આરોપમાં આવવોજ જોઇએ. ફરિયાદ પક્ષે દેખાડી આપવું જોઇએ કે મારો દ્વેશભાવિક હેતુ શુ છે.

હવે ગ્રહસ્થો, મેં તમોને કહ્યું તેમ મારી તા. ૯ મી જુનના દીવસની આરટીકલ "એકસપ્લોઝીવ" અને "પ્રેસ એકટ"વાલી બાબદોપર નુકતેચીની કરવાની મતલબથી લખાયલી છે. તે કાંઇ બુરોક્રેસીના ઉપર લખેલી નથી. એ બંને કાયદા કેવા છે તે બાબે મારા વીચારો દરશાવવાની મતલબથી મેં એ આરટીકલ લખી છે, અને તે મેં ઉશકેરણી કરવાની મતલબથી લખી છે એમ સામી પક્ષ તરફથી કહેવાશે નહીં. કેમકે સરકારના ચોકસ કામો ઉપર નુકતેચીની કરવાનો છાપાને હક છે તે હદ મુજબની નુકતેચીની મેં કરી છે અને તે કાંઇ રીતુરની સફમાં આવી શકે નહીં વળી મારી સામેના આરોપમાં કોઇબી બે વરગો એમ જણાવવામા આવ્યું છે. ચોકસ વરગોજ વચે એમ કાંઇ ખાસ જણાવવામાં આવ્યું નથી. તેટલા માટે તે મેં ઉપર કહયું તેમ હીંદુઓ અને મોહમેદનો વચે, મોહમેદનો અને શીખો વચે, યા મોહમેદનો અને જૈનો વચ્ચે તે હું નકીપણે કહી શકું નહી. પણ હું ખાસી ધારી લેવું કે એ વરગો તે યુરોપીઅનો અને દેશીઓ હશે. ગ્રહસ્થો, મેં મારી આરટીકલમાં કા તે બે કાયદાઓ બાબે નુકતેચીની કરી છે. હવે જો તે કાયદામાં એક વર્ગને બીજા વર્ગની સામે રક્ષણ આપવામાં આવ્યું તેમની કલમો એક વર્ગના ભોગે બીજા વરગને સગવડ કરી આપવાની હોય તો મારી ઉપર વરગ વરગ વચે દુશમનાઇની લાગણી ફેલાવવાનો આરોપ મેલવામાં આવે. પણ તેવી કશી ગોઠવણ તે કાયદામાં કરવામાં આવેલી જોવામાં આવતી નથી.

હવે ગ્રહસ્થો, મારાં લખાણનો તો તમો એ કુદરતી અર્થ કરવો અને તેજ મુજબ તમારે ૧૫૩મી કલમ તરફ જોવું. પેહેલાં મારી આરટીકલ સામે ૧૨૪ મી (એ) કલમ અને ૧૫૩ મી (એ) કલમ મુજબના બે આરોપો મેલવામાં આવ્યા છે. એકજ આરટીકલ માટે, બે જુદી જુદી જાતના આરોપો મેલવામાં આવ્યા છે. ગ્રહસ્થો, આ લખાણ જ છે, ભાષા તેજ છે, પણ તે છતાં બે જુદા જુદાં આરોપો મેલવામાં આવ્યા છે. પણ મારાં લખાણનો કયો ભાગ એ આરોપો હેઠળ આવે છે પછી મારા લખાણનો કયો ભાગ એ આરોપો મુજબ

પુરવાર થાય છે તેટલા માટે એવી રીતે "ગીલ્ટી" નો અભીપ્રાય તમારાથી આપી શકાય નહી.

મી૦ તીલકે આગળ ચાલતાં જણાવ્યું કે ઇંગલંડમાં જુરીને કાંઇ ફકત લખાણોજ તપાસવાનાં નથી, પણ સઘળા સંજોગોનો વીચાર કરવો પડે છે અને તેજ નીયમ આ કોરટે પણ અખતયાર કરવાનો છે. જુરીએ વળી બીજું એ તપાસવાનું છે કે ઇરાદો, મતલબ અને હેતુ શું છે? કાયદામાં હેતુ પહેલાં લેવાનો છે અને તે કાયદેસરનો બોલ છે. તયાર પછી આસપાસના સંજોગો લેવાના છે. કયા સંજોગો હેઠળ આરટીકલો લખવામાં આવી છે તે તપાસવાનું છે. આવી રીતના મુકદમામાં આસપાસના સંજોગો ઘણા અગત્યના છે. જુરીએ તે બાબે ઘણુંજ સ્વતંત્ર રહીને વર્તવાનું છે અને કાંઇબી આડી અવલી બીનાને પોતાના મનપર અસર કરવા દેવી જોઇતી નથી. જુરીના ગ્રહસ્થો જો કાયદાની બારીકીજ ધયાનમાં લઇને "વરડીકટ" આપશે તો તે કાંઇ વરડીકટ કહેવાશે નહીં કેમકે આસપાસના સંજોગો હમેશાં આવા ફીતુરના કેસમાં તપાસવાની ભારે જરૂર છે

મી૦ તીલકે આગળ ચાલતાં એમ જણાવ્યું કે. હાલના જેવા કેસમાં મારી સામે કામ ચલાવવાની બાબદમાં સરકારની બહાલી મેળવવી જોઇએ. સરકારે બહાલી આપનાં તપાસવાનું છે કે, આરોપ બરાબર રીતે મેલવામાં આવ્યો છે, સવાલ એ ઉઠશે કે, આ આરટીકલો લખવાને મને હક છે યા નહીં. ૯૭ મી કલમ મુજબ કોઇને પોતાનો યા બીજાનો અથવા તે પોતાની યા બીજાની માલ મીલકતનો બચાવ કરવાનો હક છે. હાલમાં મેં તેવા હકનો લાભ નહીં પણ ઉપયોગ કરયો છે. મેં મારી પારટીનો બચાવ કરયો છે અને તેના બચાવમાંજ સઘળાં લખાણો કરયાં છે. અને તેટલા માટે તેવા હકનો ઉપયોગ કરી મેં જે લખાણુ કરયાં છે તે ફોજદારી કાયદાની કલમ હેઠળ આવી જતાં નથી.

ગ્રહસ્થો, જો ચોકસ કામથીજ એક માણુસનો ઇરાદો પરખાતો હોય તો તે રીત ઘણી ખામી ભરી કહેવાય. તમારે તે નક્કી કરવાનું છે અને ફક્ત ચોક્કસ કામથીજ કાંઇ મારો ઇરાદો પુરવાર થઇ જાય છે એમ તમારે ધારતું નહીં.

રાજદ્વારી ચકચાર અને રાજદ્વારી જુમબેશ અને એજીટેશન સરકારની મરજી મુજબ ચલાવી જોઇયે એમ કાંઇ ઠરતું નથી. તેતો લોકોના અવાજપર આધાર રાખે છે અને તેમની માગણીને અનુસરતીજ હોવી જોઇયે. ગ્રહસ્થો, જુરીનાં ગ્રહસ્થો, છાપાનાં છુટાપણાનાં પાસબાનો ગણાય છે અને તેઓ આવાં લખાણોનો તો સંભાળ ભરી રીતે નીરદોશ અર્થ ઉઠાડવા માંગે તો તેમ કરી શકે એમ છે.

મી૦ તીલકે આગલ ચાલતાં જણાવ્યું કે તજવીજ એ હમેશાં નીશફળ ગયલા ગુનાહ કેહેવાય છે. તમારે નકી કરવાનું છે કે મારી આરટીકલે શું અસર ઉપજાવી છે. એમ તો એ વરસની વાત ઉપર લખેલી આરટીકલની અસર તે વેળા નહીં થાય અને હમણાં થાય તો તે બે વરસપર લખાયલી આરટીકલ માટે તમે મને ગુનેહગાર ઠેરવશો ? હાલની આરટીકલોએ શું કરયું છે ? શું અસર ઉપજાવી છે. ચોકકસ વરગ પર તેથી શું અસર થઇ છે ? તેથી કાંઇબી અસર થઇ નથી અને કોઇબી એમ પુરવાર કરી શકશે નહીં. ગ્રહસ્થો, આ વાત તો સ્વીકારાયલી છે કે ઇંગલંડમાં જેવી રીતનું છુટાપણું છે તેવીજ રીતનું છુટાપણું ભોગવવાને હીંદુસ્તાનનાં લોકોને પણ હક છે. હીંદુસ્તાનમાં કાયદો ઇંગ્લાંડનાં ધોરણ ઉપરજ રચાયલો છે અને તેટલા માટે ઇંગ્રેજી છાપાને જે છુટ મળે તે હીંદી છાપાને પણ મળવીજ જોઇયે. ગ્રહસ્થો, ગુનાહ કરવાના ઇરાદા વગર કાંઇ ફીતુરનો આરોપ લાગુ પડતો નથી. ફીતુરના આરોપમાં તેનો સુમાવેશ થવો જોઇયે. હાલનો વખત કેવો છે, અને તે બાબે આખા હીદુસ્તાનનો છાપો શું અભીપ્રાય આપે છે. તે જુરીના ગ્રહસ્થોએ તપાસવાનું છે. લોકમતની સામાન્ય વલણ કહી બાજુએ છે, તે એકજ બાજુએ છેકે નહીં તે જુરીના ગ્રહસ્થોએ જોવાનું છે. બોંબના બનાવથી આ સઘળી ચકચાર જાગી ઉઠી છે. અને તે બનાવથી વરતમાનપત્રો જુદા જુદા અભીપ્રાયો આપવા મંડી ગયા છે. તેટલા માટે મેં જે કાંઇ કહ્યું છે તેવીજ રીતનું બીજાં છાપાંઓએ કહ્યુંછે મેં જુરીના ગ્રહસ્થો સનમુખ ચોક્કસ લખાણો ટાંકી દેખાડયાં છે, અને વધારેબી ટાંકી દેખાડવા માગું તો તેમ બની શકે,

પણ જુરીના ગ્રહસ્થોનો હું વખત રોકવા માંગતો નથી, પણ તેઓને જો હાલ લોકમતની સામાન્ય વલણ કઇ તરફ વળેલી છે તે બાબેની ખાત્રી કરવી હોય તો તેઓએ મેં તેમને જણાવેલાં સઘળાં પત્રો વાંચી જોવાં અને તે પછી તેમને હાલની હાલતનો સારી રીતે ખ્યાલ આવશે. વળી જુરીના ગ્રહસ્થોએ બીજી ચીજ ધ્યાનમાં લેવાની છે તે એ કે મેં અણીની ધીકપર લખ્યું છે. વળી ચોકસ ખીજવાતના કારણ વેળા મારા મનની હાલત કેવી હોવી જોઇયે અને તે બીનાપર પણ જુરીના ગ્રહસ્થોએ ધ્યાન આપવાનું છે અને તે પછીજ તેઓએ પોતાના મતપર આવવું. હવે બધી આરટીકલો છુટી રીતે તપાસવાની જરૂર નથી, જો પહેલી આરટીકલમાંથી ગુનાહનો હેતુ તમોને નહી મળી આવે તો તે શોધવા બીજામાં ઉતરવાની જરૂર નથી.

ગ્રહસ્થો, હવે મારી આરટીકલોનાં તરજુમા જે ખોટા કરવામાં આવ્યા છે તે બાબે હું તમોને જણાવી ગયો છું. અલબતાં, હું તો કહેવા માંગતોજ નથી કે તરજુમા બોલે બોલ ભુલ ભર્યા છે. પણ મારી કહેવાની મતલબ એટલીજ છે કે તરજુમાનાં જે જે બોલોપર ફરયાદ પક્ષે મદાર બાંધ્યો છે તે સઘલા ભુલ ભરયા છે અને તેથી બનયું છે એમ કે મેં મારી આરટીકલમાં મરાઠી ભાશામાં એક ચીજ લખી છે અને તેનો અર્થ ઇંગ્રેજી તરજુમા મધે બીજો કરવામાં આવ્યો છે. તેટલા માટે મેં એક ચીજ કહેવા માંગી છે અને તરજુમા મધે તેનો અર્થ જુદોજ કરાવવામાં આવે છે. એવી રીતે મારા બોલવાની મતલબ તરજુમાં મધે ઉલટાવી નાંખવામાં આવે છે. ખરી રીતે જોતાં ગ્રહસ્થો, મારી મરાઠી આરટીકલો સામે આરોપ મેલવામાં આવ્યો નથી. પણ તેનાં ઇંગ્રેજી તરજુમા મુજબ આરોપ મારી સામે મેલવામાં આવ્યો છે.

એડવોકેટ-જનરલ-હું કહું છું કે અમે આરોપીની મરાઠી આરટીકલો સામેજ આરોપો મેલ્યા છે, અને નહી કે ઇંગ્રેજી આરટીકલો સામે.

મી૦ તીલક-ત્યારે તરજુમા કરાવવાની જરૂર શું ?

એડવોકેટ-જનરલ-જુરીના ગ્રહસ્થો અને બીજાઓને જાણવા માટે.

મી૦ તીલકે આગળ ચાલતાં જણાવ્યું કે મારી સામે મરાઠી આરટીકલો લખવા માટે આરોપો મેલવામાં આવ્યા છે તો હું પુછવા માગું છું કે સરકારની બહાલી મરાઠીપર લીધી કે ઇંગ્રેજી તરજુમાપર લીધી છે ? અહીંયાં તો ઇંગ્રેજી તરજુમો થયો છે અને તેની ઉપર મત બાંધવાને જુરીને કહેવામાં આવ્યું છે. પણ મરાઠી જાણનારા આજે એનો ખરો અર્થ સમજી શકે. તેટલા માટે જે ખોટા તરજુમા થયા છે તેની ઉપરજ જુરી મને ગુનેહગાર ઠેરવે એ વાજબી કેહેવાય નહીં અને તેટલા માટે જુરીનાં ગ્રહસ્થોને હું અરજ કરું છું કે તમારે તમારૂં "વરડીકટ" આપવા બાબે ઘણો સંભાળ ભર્યો વીચાર કરવાનો છે. અત્રે મી૦ તીલકે જણાવ્યું કે હું હવે મારા બચાવનું ભાષણ પુરું કરી રહયો છું. પણ આવતી કાલે મને જો અરધો કલાક આપવામાં આવશે તો કદાચ હું કાંઇ ભુલી ગયો હોવું તો તે બાબે બોલવાને મને કામ આવે.

નામદાર જડજે તે અરજ સ્વીકારી હતી અને કોરટ ૫-૪૦ કલાકે ઉઠી હતી.

બુધવાર તા૦ ૨૨મી જુલાઈ.

કોર્ટ બેસતાં મી૦ તીલકે જણાવ્યું કે, મારા લોર્ડ અને જુરીના ગ્રહસ્થો, ફરીઆદપક્ષે મારી સામે જે આરોપો મેલ્યા છે. તે ઇંગ્રેજી તરજુમાને આધારે છે. પણ એ તરજુમો તો ભુલ ભર્યો છે, ત્યારે મારી સામેના આરોપો ટકી કેમ શકે. ફરીઆદ પક્ષની ફરજ હતી કે મારાં લખાણનો ખરો ભાવાર્થ શું થાય છે તે સમજાવનારી જબાની રજુ કરવી હતી, પણ તેમ કરવામાં આવ્યું નથી. અને હું મારૂં ભાષણ પુરૂં કરવા આવ્યો છું, પણ હમણાં સુધી જો જુરીના ગ્રહસ્થોનો મેં જોઇએ તે કરતાં વધારે વખત લીધો હોય તો તેઓએ મને દરગુજર કરવી. ગ્રહસ્થો મેં બધું તમારી સનમુખ સમજાવ્યું છે. મારો હેતુ, મારી નેમ, અને જે સંજોગો વચે મેં લખાણો કીધાં તે બધું મેં તમોને સમજાવ્યું છે અને મારો બચાવ મેં કાયદાપુંરવક રીતે કીધો છે. હું કહું છું કે સામી પક્ષના ભણેલા ધારાશાસ્ત્રી મી૦ બ્રાનસ્રન મુશકેલીમાં આવી પડયા હશે, કેમકે તેઓએ પોતાનો મુકદમો કાંઇ ખાત્રીપુરવક રીતે જબાનીઓ સાથે રજુ કર્યો નથી. ગ્રહસ્થો તમારે આ યાદ રાખવાનું છે કે, બ્યુરોક્રેસી એ કાંઇ સરકાર નથી, પણ તે રાજકારોબાર છે. ખુદ સરકારની હસ્તીનો કાંઇ સવાલ નથી, પણ રાજકારોબારનો આકાર કયો હોવો જોઇએ તેનો સવાલ સરકારનેજ રહે છે, પણ તેનો રાજકારોબાર ફેરવવો જોઇએ એવી મતલબનું લખાણ મેં મારી પહેલી આરટીકલમાં લખયું છે. બીજી આરટીકલમાં અમે બોંબને વખોડી કહાડયો છે, તેને કાંઇબી અગતલતા આપી નથી. પણ બોંબને જયારે અમે વખોડી કહાડયે ત્યારે વળી સરકાર તરફથી લેવામાં આવતા ઉપાયોનેબી અમારે વખોડી કહાડવા જોઇએ અમારે તે બાબે પણ લખવું જોઇએ. બંને પક્ષોએ પોતાની પક્ષનાં લખાણો કર્યાં છે. ગ્રહસ્થો, આ કાંઇ એક અંગત સવાલ નથી, પણ આખા છાપાના છુટાપણાનો સવાલ છે. આ એક એવો સવાલ છે કે જે બાબે ઇંગ્લેંડમાં મોટી લડત ચલાવવામાં આવી હતી અને તેનાં પરીણામમાં લોનો છાપો આજનું છુટાપણું ભોગવે છે. ગ્રહસ્થો તમો ઇંગ્રેજોએ લાંબી લડત પછી છાપાનું છુટાપણું મેળવ્યું છે અને તમારા હાથથીજ હું અમારા છાપાનું છુટાપણા મેળવવાનો દાવો કરૂં છું અને તે બાબે તમે જરૂર વીચાર કરશો. વળી ગ્રહસ્થો, આવા લખાણો કેવા જુમબેશના વખતમાં કરયાં છે તે તમારે ધ્યાનમાં રાખવાનું છે તમે જે વરડીકટ આપો તે ખચીતજ એક યાદગાર વરડીકટ કહેવાશે, કેમકે આ કાંઇ એક અંગત સવાલ નથી પણ આખા છાપાનો સવાલ છે અને તે બાબેની તમારે માથે ઘણી ભારે જોખમદારી લટકેલી છે તમારા માનો જો એક જણ એમ આવીને કહે કે મેં લખાણો વાજબી રીતેજ કરયાં છે તો તેમ જ ફરજ કરવું ઇંગ્લંડમાં ગ્રહસ્થો, જુરીનુ વરડીકટ એક મતજ જોઇએ છે અને જો તે એક મત થઇને આવતી નથી તો તમામ નવી જુરી મારફતે નવેસરથી ચલાવવામાં આવે છે. એવું આ દેશમાં નથી તોપણ તેપરથી તમારે એક બીના ધ્યાનમાં લેવાની એ છે અને તે એ કે બનનાં તુરતીક એક મત થઇ આવવામાં ઇનસાફ સમાયલો છે, ગ્રહસ્થો તમે મારી સાથે એક મત થવા કે નહીં. તમે માના વીચારોનેજ મળતા થાવો કે નહીં તેજ કાંઇ તમારે જોવાનું નથી, પણ નામદાર શહેનશાહની રઇઅત આવાં લખાણોથી ઉશ્કેરાઇ છે યા નહી તે તમારે જોવાનું છે. વળી તમારે અહયાં હજુ તો વીદવાન એડવોકેટ જનરલ શું કહેનાર છે તે સાંભળવાનું છે, ત્યાર પછી નામદાર જડજ પોતાના સમીંગ અપમાં શું કહે છે તે ધ્યાનમાં રાખવાનું છે અને ત્યાર પછીજ તમારે તમારો વીચાર બાંધવાનો છે. તોપણ એક બીના હું તમોને કહેવા માંગું છું અને તે એ કે તમારે બાહેની સઘળી બીનાઓ ભુલી જવી અને કોઇબી રીતની અસરથી દોરવાવું નહીં. ગ્રહસ્થો, મેં તમોને સઘળું સમજાવ્યું છે અને તે છતાં તમોને જો એમ લાગે કે મારી મતલબ સારી નહીં હતી તો તમે મારી સામે "ગીલ્ટી" નું "વરડીકટ" આપજો પણ મારી ખાત્રી છે કે મેં તમોને જે સઘળું કહયું છે તેપરથી તમે મારા લખાણોની મતલબ સમજીને તેમની બરોબર પીછાણ કરશો અને મારી તરફેણમાં "નોટ ગીલ્ટી" નુંજ "વરડીકટ" આપશો.

અત્રે મી૦ તીલકે પોતાનુ ભાષણ પુરૂં કરયું હતું અને પોતાને લાંબો વખત સુધી સાંભળવા માટે નામદાર જડજ અને જુરીના આભાર માનયો હતો.

### એડવોકેટ-જનરલનુ ભાષણ

એડવોકેટ-જનરલ તે પછી પોતાનું ભાષ

ણુ ચલાવતાં જણાવ્યું કે તમોને હું કાંઇ કહેવા માગુ છુ તે એ છે કે આરોપીને તમો નીરઅપ્રાધી ચાલો તેને તમે અપ્રાધી ઠેરવો એમ કંઇ કહેવા માંગનો નથી મારી ફરજ તમોને એટલું જ કહેવાની છે કે તમારે તમારૂં મત વાજબી રીતે બાંધવું. ગ્રહસ્થો, તે છતાં મી. તીલકે જે કાંઇ બધું કહયું છે તે બાબે મારે ઘટતો ખુલાશો કરવો જોઇયે મી૦ તીલકે પોતાનાં ભાશણમાં હાલનો રાજદવારી મામલો લંબાણથી સમજાવ્યો છે અને તે મધે તેઓએ એકની એક વાત ફરીથી ને ફરીથી એટલી બધી વખત તો કહી છે કે તે કહેવા મારે મી. તીલક પોતેબી કંટાલી ગયા હશે. પણ ગ્રહસ્થો, આવા કેસમાં રાજદવારી બાબદોની તવારીખમાં જવાની કાંઇબી જરૂર નથી. રાજદવારી ચકચાર શું છે અને જુદી જુદી પારટીઓ શું વીવેચન કરે છે તે તમારે જોવાની કાંઇબી જરૂર નથી. મીં૦ તીલકનાં કહેવા મુજબ ગ્રહસ્થો, ચોકસ સુધારાઓ સરકારે કરવા જરૂરનાં છે એમ આપણે ધારીયે તોપણ હાલની તપાસ સાથે તેને સેહેજબી લાગતું વળગતું નથી તમારે તે બાબે વીચાર કરવાનોજ નથી. તમારે કેસના મુદ્દા અને આરોપોની વીગતોજ તપાસવાનું છે. સુધારાઓ દાખલ કરવાનું છે યા નહીં તે તમારે તપાસવાનુંજ નથી. સર લોરેન્સ જેનકીન્સે રીતુરના કેસને લગતા પોતાના ચુકાદામાં ખુલ્લે ખુલ્લી રીતે જણાવ્યું છે કે આવા કેસોની અંદર તમારે બીજી ભલતી બાબદો જોવીજ નહીં, પણ ખુદ આરટીકલોમાંનું લખાણ મેલવામાં આવેલા આરોપોવાળી કલમમાં આવે છે કે નહી તેજ તપાસવાનું છે.

ગ્રહસ્થો, મી૦ તીલક આજે ૨૦ વરસના જુના પ્લીડર છે અને તેઓએ કાયદાનો અભ્યાસ જરાક વધારે લંબાવ્યો હતે અને છેલ્લા ચાર દીવસ થયા તેઓએ તમારી સનમુખ કાયદાની કલમો સમજાવવામાં જરાક વધારે લંબાણથી દરીયાફત કરયો હતે તો તે બીના તમો જુરીના ગ્રહસ્થો માટે તેમજ મારે માટે ઠીકજ કેહેવાતે.

અત્રે મી૦ તીલક પોતાની બેઠકપરથી ઉઠીને નામદાર જડજની પરવાનગીથી એડવોકેટ-જનરલની ખુરશીની પાછળની ખુરશીપર આવીને બેઠા હતા કે જેથી તેમને એડવોકેટ-જનરલના ટીકા સાંભળવાને બને.

એ પછી એડવોકેટ-જનરલે આગળ ચાલતાં જણાવ્યું કે મીં૦ તીલક કહે છે કે દેશમાં અશાંતી અને ઉશકેરણી તો હતી અને "કેશરી"ના વાંચનારાઓ તેમના વીચારોથી વરસો સુધી વાકેફ હતા.

અત્રે મી૦ બ્રાનસને છેલ્લા તીલક કેસમાં જસ્ટીસ સ્ટ્રેચીનાં ચુકાદા સામે પ્રીવી કાઉનસીલને થયલી અપીલનો આપવામાં આવેલો ચુકાદો વાંચી સંભળાવયો હતો, અને જણાવ્યું હતું કે તે વેળા મી૦ જસ્ટીસ સ્ટ્રેચીનો ચુકાદો પ્રીવી કાઉનસીલે બાહાલ રાખયો હતો અને અપીલ કાહડી નાંખી હતી. હવે ગ્રહસ્થો, જસ્ટીસ સ્ટ્રેચીએ પોતાનાં તે ચુકાદામાં જે જે વીગતો જણાવી હતી અને જે અનુમાનપર તેઓ આવ્યા હતા તેથી તદન ઉલટીજ વાત મી૦ તીલકે કહી છે અને તેઓએ મી૦ જસ્ટીસ સ્ટ્રેચીનાં ચુકાદાને અનુસરતું અત્રે કંઇજ કહયું નથી, તો જો કે તે ચુકાદો સહોથી વડી અદાલતની પ્રીવી કાઉનસીલે બાહાલ રાખયો હતો.

અત્રે મી૦ તીલક વચે કાંઇ બોલવા જતા હતા.

મી૦ બ્રાનસન—મી૦ તીલક જયારે બોલતા હતા ત્યારે હું ચાર દીવસમાં ફકત બેજવાર વચમાં બોલ્યો હતો અને તેવીજ રીતની છુટ મને આપવામાં આવશે એવી હું આશા રાખું છું. પણ મી૦ તીલકને જો લાગે કે તેમના વીચારો હું જુરી સનમુખ ખોટી રીતે દરશાવું છું તો તે બાબે વચે પડવાનો તેમને હક છે.

એ પછી મી૦ બ્રાનસને આગળ ચાલતા જણાવયું કે જુરીનાં ગ્રહસ્થો, જો તમોને એમ લાગે કે મી૦ તીલકનું પેહેલું લખાણ ૧૨૪ મી (એ) કલમમાં આવી જાય છે તો તેમને ગીલ્ટી ઠેરવજો. આ કલમ ઘણીજ અગત્યની છે અને તેનો તમારે અભ્યાસ કરવો જોઇયે અને ત્યાર પછીજ તમારે મત બાંધવો.

મી૦ તીલક જેવા ૨૦ વરસના અનુભવવાળા પ્લીડરે પોતે જે કાંઇ કહયું તે અગાઉ તેઓએ લબાણ વીચાર કરવો હતો. કાયદાનો અભ્યાસ કરનાર એક આસામીએ કેવી રીતે પોતાની તકરાર રજુ કરવી જોઇએ તે બહુ સારી રીતે સમજવું જોઇએ.

ગ્રહસ્થો, મી૦ તીલકે આજે ચાર દીવસોમાં તમોને સઘળું કહયું છે અને હું નથી ધારતો કે તેઓ એમ કહેવા નીકળે કે તેઓએ હજુર પોતાની ખાહેશ મુજબનું કહયું નથી. અલબતાં તેઓએ ચાર દીવસ કરતાં વધારે વખત લીધો તેથી કાંઇ આપણે દીલગીર થવાનું નથી, કેમકે તેમને જે કાંઇ કેહેવું હતું તે કેહેવાની તક મળી છે. મી૦ તીલક પોતે જે કાંઇ કેહેવાનુ

હતુ તે કહી રહયા છે પણ જો હું મારા ભાપણુમાં કાંઇ નવી બીના ઉઠાવું તો તે બાબે તેમને બોલવાનો હક રહેશે. મી૦ તીલક મારી તદન નજદીક આવીને બેઠાં છે અને મારેથી કાંઇ એવું બોલાય છે કે નહી તે તેઓ ધ્યાનથી તપાસે છે. પણ મારે કાંઇ તેથી બીહવાનું નથી.

હવે ગ્રહસ્થો, મી૦ તીલકે પોતાના પત્રનાં સંબંધી ડેકલેરેશન નોંધાવ્યું છે અને તે મધે તેઓએ પોતાને અધીપતી, પ્રીનટર, અને પ્રગટ કરતા તરીકે જણાવયા છે. આ બીના તમારી જાણુમાં લાવવાની મારી મતલબ એ છે કે તેનાં છાપાખાનામાંથી કાંઇબી લખાણુ પ્રગટ થઇને બાહેર પડે તે માટે તે જોખમદાર છે. ગ્રહસ્થો મી૦ તીલકે આ ચોમાસામાંનો રૂતુમાંબી તમારી આંખમાં સઘળી ધુલ નાંખવાનો કોશેશ કરીને કહયું છે કે મેં જે કાંઇ આરટીકલો લખી છે તેમાં મારો હેતુ સારો હતો. હમણા તેઓ ગમે તે કહેવા નીકળે, પણ લખતી વેળા તેમની નેમ શું હતી તેજ તમારે નકી કરવું તમારે આરટીકલો વાંચીનેજ મત બાંધવું. અને જો તેમાંના લખાણુ પરથી તમને આરોપીનો હેતુ લખતી વેળા પણ સારો જ દેખાય તો તે મુજબનું મત તમારે બાંધવું.

ગ્રહસ્થો, હવે જો તમોને એમ લાગે કે આ આરટીકલો રીતુરી નથી તો પછી આ કેસનો છેડોજ આવી જાય પણ આરટીકલો રીતુરી છે એટલુંજ નથી જોવાનું, પણ તમારે એટલુંબી તપાસવાનું છે કે એ સઘળી આરટીકલો ૧૨૪ મી (એ) કલમમાં સમાંઇ જાય છે કે નહીં.

ગ્રહસ્થો, આ આરટીકલોનાં સંબંધમાં મી. તીલક જે એવી તકરાર લાવ્યા છે કે રાજયબંધારણુના ધોરણુમાં સુધારા કરવા જોઇયે તે બીના તદન બીન અગત્યની છે, અને તે બાબે તમારે વીચાર કરવાનો નથી.

હવે ગ્રહસ્થો લોર્ડ અરસકીનની " ફોકસ લાયબલ એકટ "ને લગતી ચોપડી જો તમોએ ધ્યાનથી વાંચી હોય તો આ મુકદમાનો છેડો ૧૦ મીનીટમાં આવી જાય. મી૦ તીલકે તેનો ઇસારો કર્યો છે, પણ ઇંગલંડમાંના રીતુરનાં કેસોમાં જુરીને લખાણો બાબેજ વીચાર કરવો પડે છે.

બાદ મી૦ બ્રાનસને જસ્ટીસ સ્ટ્રેચીના ચુકાદામાંથી કેટલાક ફકરા પોતાની તકરારનાં ટેકામાં ટાંકી દેખાડયા હતાં.

તે પછી તેવણે જણાવ્યું કે ગ્રહસ્થો. હુ જાણું છું તે તમોને કહું છું, અને તે ઉપરાંત વધારે કાંઇ જણાતો નથી, પણ ઇંગ્લંડમાં રીતુરી બદનક્ષીને લગતો કાયદો કેવો છે તે તમારે સારી રીતે જાણવું હોય તો તમારે લોરડ કેમપબેલની જીંદગીનો હેવાલ વાંચવો. ગ્રહસ્થો, આપણુને હીંદી ફોજદારી કાયદો જોવાનો છે. તેની બાહર કાંઇ આપણાથી જવાઇ શકાય નહીં.

તમોને ગ્રહસ્થો, એમ કેહેવામાં આવ્યું છે કે તમો છાપાનાં છુટાપણાંનાં પાસબાનો છો પણ તેમ નથી, તમે કાંઇ પાસબાનો નથી, પણ ખરી રીતે જોતાં તો ફોજદારી કાયદોજ એ છાપાનાં છુટાપણાનું રક્ષણુ કરે છે. તેટલા માટે તમારે ફોજદારી કાયદોજ જોવાનો છે અને તેની બાહર જઇને તમારે બીજો કોઇબી આધાર લેવાનો નથી.

મી૦ તીલકના કેહેવા મુજબ છાપાના છુટાપણાંનો અરથ જેમ જેને પોતાની મરજી પડે તેમ લખાણુ કરવાનો થાય છે. મી૦ તીલક એવો અરથ કરે છે, પણ ગ્રહસ્થો, હું દેખાડી આપીશ કે કોઇબી માણુસ મી૦ તીલકે લખેલી આરટીકલો માણુસાઇ લાગણી પોતાની સાથે રાખીને લખવા બેસે તો આરટીકલો કે જેમાં નાતરસ રીતે કરવામાં આવેલાં ખુનો તરફ પસંદગી દેખાડવામાં આવી છે અને આરટીકલો કે જેમાં ખુનો થાય એવી ઉશકેરણી કરવામાં આવી છે અને ખુનો સલાહકારક ગણવામાં આવ્યા છે. ગ્રહસ્થો, આવી રીતની લાગણી સહીત આરટીકલો લખવા પછી મી૦ તીલક કોરટમાં આવીને કહે છે કે એ સઘળી આરટીકલો લખવામાં મારી મતલબ ઘણી શુભ હતી, ઘણી ઉંચી હતી અને હેતુ ઘણોજ સારો હતો.

મી૦ બ્રાનસને આગળ ચાલતાં જણાવ્યું કે સર લોરેન્સ જેનકીનસે પોતાનાં ચુકાદામાં જણાવ્યું છે કે તજવીજ ફતેહમંદ થાય યા નહી થાય તોપણ જુરીએ તજવીજ કરનારને તકસીરવાર ઠેરવવો જોઇએ. ગ્રહસ્થો મી૦ તીલક જણાવે છે કે તજવીજ ફતેહમંદ થઇ છે તે કાંઇ જબાની મારફતે પુરવાર કરવામા આવ્યું નથી. વડા જડજ સર લોરેન્સ જેનકીનસ, જસટીસ બેટી અને જસ્ટીસ સ્ટ્રેચીએ એના સંબંધમાં જે કાયદો રજુ કર્યો છે તે મી૦ તીલક બરાબર સમજી શકયા નથી. જો તજવીજ ફતેહમંદ થાય તો તે તજવીજ સંપુરણુ કેહેવાય, પણુ જો તજવીજ નીશફળ નીવડે તો તે જે ચીજો ઉપર તજવીજ કરનારને આંકોશ નહી હોય તેવી બીના બનવાથી તે નીસફળ નીવડે એમ બને.

અત્રે મી૦ બ્રાનસને તજવીજને લગતો કાયદા મુજબનો અરથ જસટીસ કેલીનાં લખાણુ

થી કહી સંભળાવ્યો હતો.

મી૦ બ્રાનસને આગળ ચાલતાં જણાવ્યું કે મી૦ તીલકે કહ્યું છે કે જુરીએજ કાયદા બાંધ્યા છે અને તેટલા માટે જુરીનાં ગ્રહસ્થોએ નામદાર જડજનાં સમીંગ અપપર દોરવાવું નહીં જોઇયે.

અત્રે મી૦ બ્રાનસને મી૦ તીલકનું બોલવું પોતાની નોંધમાંથી વાંચી દેખાડયું હતું, અને આગળ ચાલતા જણાવ્યું કે કોઇપી તજવીજ કોઇનાં વચે પડયા વગર નીશ્ફળ બનાવી શકાય નહી. મી૦ તીલકની તકરાર શું છે તે તમે જેવા સમજો તેવાજ તમે તેના બેહુદાપણાં બાબે ખાત્રી પૂર્વક થશો.

હવે હું જસ્ટીસ સ્ટ્રેચી અને જસ્ટીસ બેટીના ચુકાદાપર આવું છું. તે મધે એમ જણાવવામાં આવે છે કે આરોપીએ ફીતુરના સંબંધમાં ઉશ્કેરણીની લાગણી ફેલાવી છે કે નહીં તે જોવાનું છે.

કલકતાના વડા જડજે તજવીજનો શું અર્થ કર્યો છે તે અત્રે મી૦ બ્રાનસને વાંચી સંભળાવ્યું હતું.

મી૦ તીલક જણાવે છે કે ઉશકેરણી થઇ યા નહી તે બાપેની જબાની લાવવામાં આવી નથી, પણ તે લાવવાની જરૂર નથી. તેમની આ જબાનીજ પુરતી છે.

મી૦ તીલક જણાવે છે કે મરી આરટીકલોમાં હું વરસોથી શું લખું છું અને શું કહેવા માંગુ છું તે બધાઓ જાણે છે. વાત જ્યારે એમ હતી તો મી૦ તીલકે કાં નહીં પોતાનાં કોઇ વાંચનારાઓમાંથી અહીં કોર્ટમાં શાક્ષીઓ તરીકે રજુ કર્યા કે જેઓ આપણને એ આરટીકલોનો ખરો અર્થ ને હેતુ સમજાવી શકતે.

ગ્રહસ્થો, અમોએ જે જબાની રજુ કરી છે તે મી૦ તીલકની આરટીકલો અને ઓરીએન્ટલ ટ્રાનસલેટરની જબાની છે. ગ્રહસ્થો, મી૦ તીલકે જેમ કહ્યું છે તેમ તેમની આરટીકલોનો ખોટો તરજુમો થયો છે એમ તમારે ધારવું નહી પણ તમારે જબાનીપર આધાર રાખીને ચાલવું. જો મી૦ તીલકની તકરાર ખરી હોય એમ તમોને જો લાગે તો તેનો લાભ તમે મી૦ તીલકને આપજો પણ મી૦ તીલકે જ્યારે એમ કહ્યું કે એ મરાઠી આરટીકલોનો સઘળો તરજુમો ખોટો થયો છે તો કાં નહીં મી૦ તીલકે અહીં તેમની આરટીકલોનો બચાવ કરવા અને ઇંગ્રેજી તરજુમાને ખોટો પાડવા અત્રે બેઠેલા પોતાના મીત્રોમાંથી કોઇને શાક્ષીઓ તરીકે રજુ કરયા? તેમને જે કાંઇ લખયું છે તે ખરૂં છે અને ઇંગ્રેજી તરજુમો ખોટો છે એમ કહેવા તેઓ નીકળે છે, પણ તે બાબેની તેમની પાસે જબાનીજ કયાં છે?

મી૦ બ્રાન્સને આગળ ચાલતાં જણાવ્યું કે મી૦ જસટીસ સ્ટ્રેચીએ છેલ્લા તીલક કેસમાં જે સમીંગ અપ અપાયું તે મધે એમ જણાવ્યું હતું કે પ્રગટ થયલાં લખાણો સરકારનાં રાજકારોબારી પગલાંઓ પરની નુકતેચીની માટે છે યા નહી તે જોવાનું છે. તેટલા માટે તેવાં લખાણોમાં સરકારનાં કામની નુકતેચીની છે યા ખુદ સરકાર સામે હુમલો કરવામાં આવ્યો છે તે તપાસવાનું છે. ચોકસ લખાણો ઉશકેરણી કરવાની મતલબથીજ લખવામાં આવ્યાં છે તે પણ તમારે (જુરીએ) તપાસવાનું છે. હવે મી૦ તીલક કહે છે કે કોઇબી માણસ સરકારનાં કોઇબી કામો ઉપર નુકતેચીની ચલાવી શકે.

ગ્રહસ્થો, કોણ તે ના પાડે છે? કોણ તે બાબે તકરાર લીયે છે? પણ તેવી રીતની ખુલી નુકતેચીની એટલે શું? સરકારના કામની નુકતેચીની એટલે સું? કાયદાની હદમાં રહીને તમે ગમે તેવી ભાશામાં લખાણ કરો, એમ કાયદો તમોને કહે છે અને વધુ એમ જણાવે છે કે કાયદાની બહારના જાઓ. જસ્ટીસ સ્ટ્રેચી વધુ એમ કહે છે કે "અમી પની જોઇએ તો ઇનકમટેક્ષ, ન્યાય, સનદી કોઇબી બાબદ વીશે ગમે તેવી ઉલટી, ગેરવાજબી અને ઉંધી નુકતેચીની કરી શકે"

ગ્રહસ્થો, આના કરતાં વધારે છુટાપણું શુ હોય? પણ તે નુકતેચીની કયારે કરવી? કાયદાની હદમાં રહીનેજ,

કાયદાનો અરથ જુરીને ખોટો સમજાવવાની દરેક કોશેશ આરોપી તરફથી કરવામાં આવી છે અને કાયદાને બદલે કલ્પીત વાત સમજાવવાની તજવીજ કરવામાં આવી છે,

હવે ગ્રહસ્થો, જસટીસ સ્ટ્રેચીના ચુકાદાનો એક બોલ પણ ફેરવવાને પ્રીવી કાઉનસીલની જુડીશીઅલ કમીટીએ ના પાડી તો પછી તે ઉપરથી તમારે શું ધારવુ? એટલુંજ કે છાપાનાં છુટાપણાંનાં ઓથાં તળે આરોપી સરકારને ગાળો ભાંડવાની તદન સપુર્ણ સતા માગે છે. મી૦ તીલકની તકરાર એ છે કે જો સરકારને તમે છાપાની ઉપર અંકુશ રાખવા દેશો તો છાપાં નબળાં પડશે અને સરકાર આપખુદ થશે. એકવાર તમે આ બીના બાહાર જવા દેવો અને લોકોને એમ સમજવા દેવો કે આવી આરટીકલોમાં વાંધા જેવું કાંઇબી નથી, અને છાપાની ઉપર અંકુશ

શો અને હદો નાંખવાની જરૂર નથી તો યાદ રાખજો કે તેનાં પરીણામમાં એક દીવસ એવો આવશે કે તે બાબે તમારે પસતાવું પડશે.

ગ્રહસ્થો, મેં જસટીસ સ્ટ્રેચીનાં સમીંગ અપમાંથી તમારી આગળ પુશકળ ટાંકી દેખાડયું છે, પણ એ સમીંગઅપ એટલું તો મદદ કરતા છે કે તેમાંથી વધારે ટાંકી દેખાડવાની હું મારી ફરજ વીચારૂં છું. મી૦ જસટીસ સ્ટ્રેચીએ જ્યુરીને વધુ એમ જણાવ્યું હતું કે "આરટીકલો સરકારની સામે ઉશકેરણી કરવાની મતલબથી લખાઇ હતી કે ખાલી સરકારનાં કામ સામે અણગમો દેખાડવાની મતલબથી લખવામાં આવી હતી તે તમારે તપાસવાનું છે. તમારે જે સવાલો તપાસવાનાં છે તે એજ છે, પણ ગ્રહસ્થો તમે પુછશો કે હેતુ વીગેરેનાં સવાલો અમે કેમ નકી કરયે. અને તેના જવાબમાં તમોને એમ જણાવીશ કે તમારે આરટીકલોની મકસદ અને નેમ ધ્યાનથી તપાસીનેજ અનુમાન પર આવવાનુ છે."

મી૦ બ્રાનસને આગળ ચાલતાં જણાવયું કે તમારી પાસે ૧૨ મી મેથી તે તા૦ ૯ મી જુન સુધી છપાયલી આરટીકલો છે. ગ્રહસ્થો, જે ભાશામાં એ સઘળી આરટીકલો લખાઇ છે તે તરફ હું તમારૂં ગંભીર ધયાંન ખેંચીસ. હું માનું છું કે એ સઘળી આરટીકલો લખતી વેળા મ૦ તીલકે કોઇબી જાતનો વીચાર રાખ્યો હશે. એ આરટીકલોમાં મુઝફ્ફરપોર ખાતેનાં ખુનો તરફ અને જે સાંધનો મારફતે ખુનો કરવામાં આવયા હોય તે તરફ પસંદગી દેખાડવા અને પછીથી અહીં આવીને એમ કેહેવું કે મારો હેતુ તો ફલાણો ફલાણો હતો એને હું સાફ સાફ ઢોંગ કહુ છું. મી૦ જસટીસ સ્ટ્રેચી કહે છે કે "તમારે (જ્યુરીએ) વીચરવાનું છે કે લખનાર પોતાની આરટીકલો માફરતે પોતાનાં વાંચનારાઓને સરકાર સામે ઉશકરી મેલવાની તજવીજ કરે છે યા નહીં અને જો તમારી ખાત્રી થાય કે તે લખાણો તદન ફીતુરી છે, તો તમારે બીજો વીચાર કરવાનો નથી. અગર જો તે આરટીકલોએ તેમના વાંચનારાઓ ઉપર શું અસર ઉપજાવી છે તે તમે નક્કી નહી કરી શકો તો તમારે તમારા દુનીયાનાં અનુભવપરથી, તમારી સાદી અક્કલથી અને તમારી આસપાસના સંજોગો ધ્યાનમાં લઇને વીચારવાનું છે કે એવી આરટીકલોથી કેવી અસર થાય."

તેટલા માટે તમારે જાણવું જોઇયે કે ફરયાદ પક્ષ તરફથી જે મુકદમો રજુ કરવામાં આવ્યો છે તે તદન વાજબી છે અને તે બાબે સેહેજબી શક તમારે રાખવો નહીં.

હવે ગ્રહસ્થો, આરોપીની સામેનો આરોપ બરાબર છે તે બાબેની સહુથી સરસમાં સરસ જબાની તો ખુદ આરોપીના ભાષણમાંથીજ આપણને મળી આવશે. મી૦ તીલક કહે છે કે આરટીકલોનો તરજુમો ખોટો કરવામાં આવ્યો છે, અને ત્રાન્સલેટરની ઓફીસમાં મેદાનમાં રમુજ આપનારી લાફીંગ ગેલેરી લાવી મેલવામાં આવી છે. ગ્રહસ્થો, પોતાના બચાવનો આ અજબ એવો આધાર છે. ઓરીએન્ટલ ત્રાન્સલેટરને ખોટો તરજુમો કરવામાં લાભ શું હોય? આ સઘળો ખોટો આધાર બચાવ પક્ષ તરફથી લેવામાં આવ્યો છે.

ગ્રહસ્થો, જો તમારી ફરજ, તમારા અંતઃકરણ મુજબ તમોને જો એમ લાગે કે આ આરટીકલોમાં ફીતુરી જેવું કાંઇજ નથી તો હું તમોને ગંભીરાઇથી કહું છું કે અલબતાં તમારે તેનો લાભ આરોપીને આપવો. ગ્રહસ્થો, હું તમોને કહું છું કે " જો તમોને લાગે તો," પણ એ " જો" બોલ અહીં ઘણો લાંબો છે, હું! તે તમારે જોવાનું છે. તેટલા માટે હું તમોને ફરીથી જણાવું છું કે તમારા અંતઃકરણ તમારી ફરજ, તમારા દેશ તરફની લાગણી, ખુદ તમારી સરકાર તરફની લાગણી એ બધાને અનુંસરીને તમોને એમ લાગે કે આરોપીએ લખેલી આરટીકલો તદન નીરદોશ છે અને તે કાંઇબી રીતની ફીતુરી લાગણી ઉસ્કેરતી નથી તો અલબતાં હું તમોને કહું છું કે તમારે જરૂરજ તેનો લાભ આરોપીને આપવો.

મી૦ બ્રાનસને આગળ ચાલતાં જણાવ્યું કે બુરોક્રેસીની બાબદમાં મી૦ તીલક એમ કહે છે બુરોક્રેસી કાંઇ સરકાર નથી, પણ બીજી બાજુએ એમ જણાવે છે કે બુરોક્રેસી એ સરકારના વીચારો જાહેર કરે છે. હવે એ બેમાંથી કયું બોલવાનું માનવું અને કયું નહીં માનવું તે સમજી શકાતું નથી. બુરોક્રેસી ઉપર એવી રીતે મી. તીલકે જુદા જુદા ઉલટાસુલટા વીચારો જાહેર કરયા છે. ગ્રહસ્થો, જસટીસ સ્ટ્રેચી પોતાના સમીંગ—અપમાં એમ કહે છે કે સરકાર સામે તમારે ગમે તેવી નુક્તેચીની કરવી, સરકારના પગલાં બાબે ગમે તેવા વીચારો તમારે જાહેર કરવા પણ તે બાબે તમારે હમેશાં ઘટતી હદમાં રેહેવું અને તેવી હદ રાખીનેજ તમારે લખાણો કરવાં. આરોપીએ જે રીતે પોતાનો બચાવ કરેલો છે તે ઘણો શક્તીવાન છે એવું આપણે [illegible]

ખાતર ધારી લઇશું પણ મોટી મોટી ચોપડીઓ ટાંકી દેખાડીને કરવામાં આવતા બચાવને ઘણો શક્તીમાન ધારવામાં આવતો હોય તો ભલે ગ્રહસ્થો, કદાચ હું ઘણું લંબાણ કરતો હોઇસ પણ આ કેસની અગત્યત તરફ જોતાં અને મી૦ તીલક પોતે આખા છાપા તરફથી આવેલા છે તે તરફ જોતાં હું લગાર લંબાણમાં ઉતરૂં તો તેમાં હું વાજબી ગણાઇશ. ગ્રહસ્થો, મી૦ તીલકે પોતાનો બચાવ કર્યો છે, પણ તે કેવો બચાવ છે? મી૦ તીલક હાલ ઘણી જોખમભરી હાલતમાં છે, તેઓ જીવપર ચહડીને લડત કરે છે અને પોતાના બચાવ માટે તેઓએ ડુબતાં માણસની માફક ભરતીમાં આવતાં છેલ્લા તણખલાને પણ વળગવાને ચુકયા નથી. તેઓ એવી રીતે એકેએક ચીજનો ઉપયોગ કર્યો છે અને જે આરટીકલોનાં તરજુમા ફર્યાદ પક્ષ તરફથી રજુ કરવામાં આવ્યા છે તે બધાં ખોટા છે એમ કહેવાને પણ તેઓ ચુકયા નથી. તેઓ જણાવે છે કે આ તરજુમા તેમનું નખોદ વાળવાની અને ફર્યાદ પક્ષને મદદ કરવાની મકસદથી મરડી મચડીને કરવામાં આવ્યા છે. પણ ગ્રહસ્થો એમ કહેવાનો તેમને બીલકુલ હક નથી. તેમ કહેવામાં તેઓ જરાકબી વાજબી નથી.

અત્રે કોરટ ૨–૩૦ વાગતે ઉઠી હતી અને ૩ વાગતે પાછું મળવાની ગોઠવણ નામદાર જડજની સુચના પરથી થઇ હતી.

## મી૦ બ્રાન્સને આગળ ચલાવેલું પોતાનું ભાષણ.

બરાબર ત્રણ વાગતે કોરટ બેસતાં મી૦ બ્રાન્સને પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે જે બોલો ખોટાજ નહી પણ મરડી મચડીને અર્થ કીધેલા આરોપી જણાવે છે તેના સંબંધમાં હું કાંઈ પણ આનાકાની વગર કહીશ કે મી૦ તીલકને એવી ટીકા કરવાનો કાંઈ હક હતો નહીં. આ ટીકા તરજુમા આપનારને તથા ખાસ કરી મી૦ જોશીને અપમાન કરવા માટે કરવામાં આવ્યા હતા. મી૦ જોશી પોતે તરજુમો કરનાર નહી હતા તે છતાં મી૦ જોશીએ જુબાનીમાં એ તરજુમા ખરા ગણાવ્યા હતા. મી૦ તીલકે પોતા તરફનો અર્થ કરી બતાવ્યો છે તે ખરો છે એવું તેઓએ બતાવ્યું નથી. પણ તે છતાં હું તેઓને શકનો લાભ આપીશ તથા કહીશ કે તેઓએ કીધેલા અર્થ ખરા છે. પણ તેથી તરજુમામાં ખાલી અહીં તહીં બોલોનો ફેરફાર રહેશે પણ તેથી લખાણની સામાન્ય મતલબમાં કાંઇ ફેરફાર પડનાર નથી. મી૦ તીલકે એવું બતાવ્યું નથી કે તેઓએ જણાવ્યા મુજબના અર્થ કરવાથી લખાણની સામાન્ય મતલબમાં ફરક પડવે આરોપી પત્રના માલક તરીકે પોતાનાં પત્રમાં અવેલાં બધાં લખાણો માટે જવાબદાર છે. આરોપીએ પોતે પણ અધીપતી, માલેક તથા પ્રગટ કરતા છે એવો એકરાર કીધો છે. પણ તેની સાથે આપણને કાંઇ સંબંધ નથી. તે એકરાર કરે કે નહી કરે તે સરખુંજ હતું. તે એ પત્રના માલેક, અધીપતી તથા પ્રગટ કરનાર હતો એવું પુરવાર તો કરી ચુકવામાં આવ્યું હતું. હવે મી૦ તીલકનાં લખાણ ઉપર આવતાં હું કહીશ કે તેઓનાં પોતાનાં લખાણ ઉપરથી તેઓનો ઇરાદો તમો નક્કી કરી શકશો. મી૦ તીલક હવે જણાવે છે કે પેલી બાબત ઉપરથી લખાણ કીધું હતું તેથી કાંઇ લખાણ કરવાની તેઓની નેમમાં ફરક પડતો નથી. જડજ નહી પણ જુરી પોતેજ આસપાસના સંજોગો ઉપરથી ચુકાદો આપી શકે એવું મી૦ તીલકનું કહેવું ભુલભરેલું છે. ઇંગ્લંડમાં તેમજ અહીંયાં રૂઢી એ છે કે જડજ જુબાનીનો સાર જુરી સન્મુખ કહી સંભળાવતાં તેની સન્મુખ કાયદાની બારીકીઓ તેમજ વીગતો મુકે છે. જુરી તો કાયદા માટે જડજ જે મુજબ સમજણ આપે તેજ ઉપરથી મત બાંધી શકે. જડજની ફરજ છે કે બધી કાયદાની વીગતો જુરીને કહી સંભળાવવી તથા જુરીની ફરજ છે કે કાયદા તથા બધા સંજોગો ધ્યાનમાં રાખી પોતાનો ચુકાદો આપવો.

મી૦ તીલકે બીજું એ જણાવ્યું હતું કે પોતાનાં લખાણથી કોઇના મગજમાં બીકર

ઉત્પન કરવાની કોશેશમાં તેઓ ફતેહ પામ્યા હોય અથવા કોઇ બીજા સંજોગોને સબબે નીષ્ફળ થયા હોય એવું કાંઇ ફર્યાદ પક્ષ તરફથી બતાવવામાં આવેલું નહી હોવાથી ફક્ત મી૦ તીલકનાં લખાણ ઉપરથી લખાણ ઉશ્કેરણી કરવા માટે કરવામાં આવ્યું હતું એવું તમારે માની લેવું નહી. પણ હું જણાવી ચુકયો છું તેમ કાયદો એવુ કાંઈ કહેતો નથી. ખુદ લખાણ ફીતુરી છે કે કેમ તથા તેથી લોકોની લાગણી અથવા ધીકકાર ઉશ્કેરાવાનો સંભવ છે કે કેમ તેનું અનુમાન ખેંચવાનું કામ તમારૂં છે.

**ખરૂં છતાં ફીતુરી લખાણ.**

એક માણસની ફરીયાદ ખરી હોય અને તે ઉપરથી ફીતુરી લખાણ કરવામાં આવ્યું હોય તેથી કાંઇ તે લખાણ ફીતુર રહીત ગણી શકાતું નથી. મી૦ તીલકે જણાવ્યું છે, કે અંગ્રેજી પત્રોમાં લખાણ પોતા સામે, પોતાના પક્ષ સામે તથા હીંદીઓ સામે કરવામાં આવ્યું હતું તથા અંગ્રેજી પત્રો સખત ભાષામાં લખાણો કરતાં હતાં તેના જવાબમાં મારૂં લખાણ મેં લખ્યું હતું. પણ કોઇ તરફથી હુમલા કરવામાં આવે તેના જવાબમાં ફીતુરી લખાણ કરવું તે કાંઇ ફોજદારી કાયદો બચાવ ગણતો નથી. મી૦ તીલકે જણાવ્યું છે કે દરરોજ અંગ્રેજી પત્રો હીંદી પત્રોને તથા હીંદી પ્રજા ઉપર હુમલો કરતા હતા તેથી ઉશકેરાઇ મી૦ તીલકે "એશયન" તથા "એમપાયર" નામનાં પત્રોએ સરવેથી ખરાબ ટીકા કીધા હતા તે ટીકા બતાવવા માટે ખુદ એ પત્રો રજુ કીધાં નથી પણ "ગુજરાતી" પત્ર રજુ કીધું છે, જેણે એ ટીકા ઉતારી લીધા છે. અસલ અત્રે રજુ નહી કરવામાં આવે તો ફક્ત નકલ ઉપર જુરી કેવી રીતે ધ્યાન આપી શકે તે હું સમજી શકતો નથી.

**હીંદી પ્રજાકીય કોંગ્રેસ ભાંગી નાંખનાર.**

તા૦ ૭ મી મેનાં "પાયોનીયર" પત્રમાં આવેલી ટીકા મી૦ તીલકે ટાંકી બતાવી છે. પણ "તેમાં ખાસ હીંદી પત્રો કે હીંદીઓ સામે કાંઇ વીવેચન કીધું. નથી તેમાં ફક્ત સામાન્ય ટીકા કરવામાં આવી છે." અત્રે મી૦ બ્રાન્સને "પાયોનીયર" પત્રનું આખું લખાણ વાંચી જણાવ્યું કે આ ટીકા કોઇ પણ રીતે ઉશકેરણી ભરેલા તમો ગણી શકશો નહીં આ લખાણમાં કોંગ્રેસના મધ્યમ વીચાર ધરાવનારા પક્ષ સામે વીવેચન કરવામાં આવ્યું છે, જે પક્ષના હોવાનો મી૦ તીલક જેવા શખસ જેણે છેલ્લી હીંદી કોંગ્રેસ ભાંગી નાખી હતી તેઓ કદાચજ દાવો કરી શકશે.

**દેશાભીમાન ફીતુર.**

મી૦ તીલકે જણાવ્યું છે કે તકસારી લખાણ કરવામાં હું વાજબી હતો કારણકે મારી ઉપર, મારા મીત્રો ઉપર તથા હીંદીઓ ઉપર હુમલો કરવામાં આવ્યો હતો, જેનો આ લખાણ જવાબ છે, તેઓ જણાવે છે કે મેં લખાણ ગરમાગરમ તકરાર કરતી વેળા લખ્યું હતું તેઓ જણાવે છે કે મારૂં લખાણ સરકારને સલાહ આપવા માટે લખવામાં આવ્યું છે પણ તેથી ફીતુરી લખાણ કરવાનું વાજબી કેવી રીતે ગણી શકાય? તેઓએ શખત ભાશા વાપરી હતે તો આપણે સમજી શકતે. પણ ફીતુરી કાયદાની કલમ હેઠળ એવી રીતનું લખાણ કરવામાં તેઓ કેવી રીતે વાજબી ગણાય તે હું સમજી શકતો નથી. મી૦ તીલક આપણને એમ સમજાવવા માગે છે કે પોતાની નેમ પોતાના દેશમાં સુધારા કરવાની હોવાથી તથા પોતાનો બચાવ કરવાની હોવાથી તથા સખત તકરાર ચાલતી હતી તે વેળા ગુસ્સામાં લખેલું હોવાથી તેઓને ગમે તે પ્રકારનું લખાણ કરવાનો હક છે. તેઓની આ તકરાર તદન બેહુદી છે. તેઓની તકરાર એવી ગણી શકાય કે "દેશાભીમાન ફીતુર" એટલે દેશના લાભ માટે ફીતુરી બનવાનું વ્યાજબી ગણાય. તેઓ કહે છે કે મારી નેમ જો સારી હોય તો પછી હું ગમે એવું ફીતુરી લખાણ લખું તે છતાં તમો મને તકસીરવાર ઠરાવી શકો નહી. પણ તુમારી નેમ દેશાભીમાની હોય તેથી શું તમો

તમારા દેશના કાયદાનું ઉલંઘન કરી ગુનાહ કરી શકો ? એક જણ કોઇની બદનક્ષી કરે તો બદનક્ષી કરવામાં તેની નેમ ગમે તેવી હોય તે છતાં તે બદનક્ષી માટે તો ગુનેહગાર ઠરે છે. સખત લખાણ કરવામાં તમારી નેમ સારી હોય તો તમો ફક્ત એટલુંજ કરી શકો કે સજા કરતી વેળા જડજને તમો તમારી સારી નેમ ધ્યાનમાં રાખી સજામાં ઘટાડો કરવાની અરજ કરી શકો. પણ તમારી સારી નેમ કાંઇ ફીતુરી લખાણ કરવા માટેના બચાવ તરીકે આગળ કરી શકાય નહી. મી૦ તીલક તરફથી રજુ કરવામાં આવેલી તકરારો એક કુંડાળાંમાં ફરયાં કરવા જેવી છે. એ તકરારોને છેડો કયાં છે તે કદી જાણી શકાય નહી"

### બૉંમની વાત કરી સરકારને આપવામાં આવેલી ધમકી.

મી૦ તીલકનાં લખાણની મતલબ બોંબની વાત આગળ કરી સરકારને આડકતી રીતે કે ખુલ્લી રીતે ધમકી આપવાની હતી.

હું હવે તકરારી લખાણમાંથી ફકરાઓ ટાંકી બતાવી આપીશ કે મી૦ તીલકે જે જણાવ્યું છે કે બોંબ ફેંકવાના બનાવ તરફ મેં નાપસંદગી દરશાવી છે તે ખોટું છે

અત્રે મી૦ બ્રાન્સને તે મતલબના ટીકા ટાંકી બતાવ્યા હતા.

મી૦ તીલકે પોતાનાં લખાણમાં ખુલો ઈશારો કીધો છે કે બ્રોમ ફેકવાના બનાવથી રશીયામાં રાજદ્વારી સુધારા થવા પામ્યા છે, જેની નકલ હીંદમાં થયાથી પણ તેવુંજ પરીણામ આવશે. મી૦ તીલકે ખુદ એ અંગ્રેજ બાનુઓ ભુલમાં બોંમથી મારી ગઇછે માટે દલગીરી બતાવી નથી મેજીસ્ટ્રેટ મી૦ કીંગસફરડનું ખુન થવાને બદલે તેઓ મારી ગઇ તે માટે ખેદ દરશાવ્યો છે. લખાણમાં બધેબધ પરદેશી અમલદારોને દેશમાંથી લાત મારી બાહેર કહાડો, પરદેશી અમલદારોનું આ દેશમાં કામ નથી એવું જણાવવામાં આવ્યું છે.

સામટી રીતે લખાણની નેમ એવું બતાવવાની છે કે બૉમ ફેંકવાના બનાવથી જુલમી અમલ વધારે જુલમી બનશે પણ એવા જુલમી અમલનું કાંઇ લાંબોવાર ચાલવાનું નથી.

### બંગાળના ભાગલા.

તકરારી લખાણમાં બંગાળના ભાગલા પાડવાની રાજનીતી રદ કરવામાં નહી આવતી હોયાથી લોકો નીરાશ થયા છે એવું જણાવવામાં આવ્યું છે. પણ બંગાળના ભાગલાના સંબંધમાં ખોટું શું છે. ફકત એક મોટા ભાગને એકજ પ્રાંતીક સરકાર હેઠળ રાખવાને બદલે તેના બે વીભાગો કરી બે સરકારો હેઠળ રાજકારોબાર સરળ રીતે ચલાવી શકાય તે માટે એવા ભાગલા કરવામાં આવ્યા છે.

### હીંદી લશકરની બદનક્ષી.

લખાણમાં ગોરા મોટા અમલદારોના વર્ગના અમલે દેશની મરદાનગીનો નાશ કીધો છે. એવું લખવામાં જે હીંદી લશકરે થોડાજ વખત ઉપર પોતાની બહાદુરીનો પુરાવો આપ્યો છે તેની ખુલી બદનક્ષી કરવામા આવી છે.

## જજે જુરીને સમજાવેલો જુબાનીનો સાર.

નામદાર જજે જુરી સનમુખ જુબાનીનો સાર કહી સંભળાવતાં જણાવ્યું કે તમે બહાર જે સાંભળ્યું હોય તે મગજમાંથી કહાડી નાખી અત્રે જે કહેવામાં તથા સાંભળવામાં આવ્યું હોય તે ઉપરથીજ તમારો અભીપ્રાય બાંધજો. આરોપીએ તમો ઉપર તથા તમારા ચુકાદા ઉપર વીશ્વાસ રાખશે એવું જણાવ્યું છે તથા તમો પોતે પણ આરોપીને એક તમારી ભાઇબંધ રૈયત તરીકે ગણી તેના ઉપર મુકવામાં આવેલા આરોપનો ચુકાદો આપજો.

### મુકદમો ચલાવવાની સરકારની ફરજ.

સરકાર આ મુકદમો ચલાવે છે તે બાબત ને તમો કાંઈ વજન લાગુ પાડતા ના. સરકાર તો તેમાં પોતાની ફરજ બજાવે છે. નાની ચો-

રીના, ખુનના, લુટફાટના વગેરે જે બધા મુકરદમા આ સેશન્સ કોર્ટમાં ચલાવવામાં આવે છે તે બધા સરકાર પોતેજ ચલાવે છે તેની ફરજ છે કે જ્યારે તે કે તેના અમલદારો ધારે કે કાયદાનું ઉલંઘન થયું છે ત્યારે આરોપીઓને અદાલતમાં ઉભા કરવા. પણ આરોપ ખરો છે કે કેમ તે ફરયાદ પક્ષ તથા આરોપીનું સાંભળી નકકી કરવાનું કામ જડજ તથા જુરીનું છે. હાલના આરોપી સામે મુકવામાં આવેલા આરોપો માટે આરોપીએ જણાવ્યું છે કે જાહેર તથા રાજ્યદ્વારી બાબતને લગતા છે. એવા આરોપ માટે કોઇને નાહકનો સતાવવામાં નહી આવે તે મતલબથી એવા આરોપો સામે કામ ચલાવ્યા આગમચ તે માટેની કામ ચલાવનાર સરકારી અમલદારને પ્રથમ સરકારની ખાસ પરવાનગી મેળવવી જોઇએ છે. આરોપીએ કહ્યું છે કે સરકાર તરફથી આરોપી સામે કામ ચલાવવાનો સેહેજ પણ એશારો થાય તો તે તેને તકસીરવાર ઠરાવવાના હોકમ જેવો છે પણ એવો ખીઆલ તમો તમારાં મગજમાથી કહાડી નાખજો આપણે અત્રે ફકત કાયદો અમલમાં મુકવા માટે મળ્યા છીએ આપણે સરકારના કોઇ પણ હુકમ મુજબ ચાલવાને બંધાયલા નથી. આરોપી સાથે તદન ન્યાયી તથા વાજબી રીતે વર્તવાની મારી ખાહેશ હતી અને તે મુજબ મેં આરોપીને પોતાનો બચાવ પોતાની મરજી મુજબ કરવા દીધો છે, જો કે તેઓએ ઘણી ભળતી બાબતોના સંબંધમાં વીવેચન કીધું હતું. તેમાં હરકત નહી કરતાં મેં તેઓને પોતાના વીચારો પોતાની મરજી મુજબ ખોલી રીતે દર્શાવવા દીધા હતા.

### જડજ તથા જુરીની ફરજ.

જડજે શું તથા જુરીએ શું કામ કરવાનું છે તેના સંબંધમાં આરોપી લંબાણુથી બોલ્યા છે, પણ હું તમને જણાવીસ કે એક જડજની ફરજ શી છે તે ફોજદારી કાયદામાં ખુલ્લી રીતે દર્શાવવામાં આવી છે. કાયદામાં ઉભા થતા કયા સવાલો ઉપર ફડચો કરવાનું કામ જડજનું પોતાનું છે તથા કયાનું ફડચો કરવાનું કામ જુરીનું છે તે દરશાવવાનું કામ જડજનું પોતાનું છે. જડજ એ બાબતમાં જે ચુકાદો આપે તે મુજબ ચાલવાને તમો જુરીના પ્રહસ્થો બંધાયલા છો. મુકરદમાનો સાર જુરી સનમુખ કહી સંભળાવતાં જડજ કાયદા તેમજ આસપાસના સંજોગો ઉપર પોતાના વીચાર દરશાવી શકે અને જુરીની ફરજ છે કે પોતા સનમુખ મુકવામાં આવેલી કઈ વીગતો ખરી છે તે પોતા માટે નકકી કરવું તથા જડજની સુચના મુજબનો ચુકાદો આપવો. જુરી સન્મુખ મારા વીચારો મેં ઉપર જણાવ્યા મુજબ દર્શાવવાનો મને હક છે. એ બાબતમાં કાયદો તદન ખુલ્લો છે. આવા ફીતુરના મુકરદમા દશ વરસ થયાં કોર્ટમાં આવે છે. તેમાં થયલાં લંબાણ વીવેચનની એ કાયદાથી દરેક કલમનો અર્થ ખુલ્લો થયો છે. એડવોકેટ-જનરલે તમને આ બાબતમાં કાયદાની સમજણ આપતાં નામદાર જડજ મી૦ સ્ટ્રેચીએ જુરી સનમુખ વાંચી સંભળાવેલો સાર તમો આગળ મોટે ભાગે વાંચી સંભળાવ્યો છે. તેમાં દર્શાવવામાં આવેલા વીચારો નજીવા જેવા અપવાદ સીવાય નામદાર જડજ મી૦ ફેરનનાં પ્રમુખપણાં હેઠળ મળેલી આ કોર્ટની ફુલ બેંચે તથા પ્રીવી કાઉન્સીલે પસંદ કીધો છે.

હવે હું આરોપી સામે જે કલમો મુજબ કામ ચલાવવામાં આવ્યું છે તેનો તમને ખુલો ખ્યાલ આપીશ. આરોપી ઉપર બે લખાણના સંબંધમાં ૧૨૪ ક૦ તથા ૧૫૩ ક૦ કલમો હેઠળ બધા મળી ત્રણ આરોપો મુકવામાં આવ્યા છે. આ કલમોમાં ફીતુર શાને કહેવું તે વગેરેની સમજણ આપનારા આવેલા ફકરાઓ ઉપર હવે હું બોલીશ. કલમ ૧૨૪ ક૦ માં જણાવવામાં આવ્યું છે કે સરકારનાં કામ સામે ટીકા કરતાં ભાષણ કે લખાણ એવું નહી જોઇએ કે જેથી સરકાર સામે લોકોનાં મગજમાં ધીકકાર કે તુચ્છકારની લાગણી ઉત્પન્ન થાય. ધીકકાર તથા તુચ્છકારના સંબ-

એમાં હું જણાવીશ કે આપણે બધા એક યા બીજી વખતે એવી લાગણી ધરાવીયે છીએ. સરકાર તરફ ફીતુરની લાગણી ધરાવવી તેમાં બેવફાદારી તથા સરકાર સામેની દુશ્મનીની લાગણી સમાઇ જાય છે. કોઇ પણ વકતા અથવા લેખકને સરકારનાં કામ સામે પોતાને ગમે એવી સખત ભાષામાં ટીકા કરવાનો હક છે પણ આટલું યાદ રાખવાનું છે કે એક વકતા કે લેખક એક સરકારને અપ્રમાણીક નીષ્ટા કે ખરાબ નેમ લાગુ પાડી શકે નહી.

## ફીતુરીનો અર્થ.

૧૫૩ સ. સાદી કલમ છે. આ કલમમાં જે કોઇ રયૈતના વરગોમાં સરકાર સામે દુશમની કે ધીકાર ઉત્પન્ન કરવાની કોશેશ કરે તેને સજા કરવાની સતા આપવામાં આવી છે. આ કલમ જો કે એક વકતા તથા લેખકને પોતાના વીચારો ખુલ્લી રીતે દરશાવવાનો હક આપે છે તે છતાં તે હક એવી રીતે નહી ભોગવવો જોઇએ કે જેથી રયૈત જુદા જુદા વરગો વચ્ચે દુશમનીની લાગણી ઉભી થાય. આ બાબતમાં પોત પોતાની તરફથી અને પક્ષે "બંગોબાસી" વાળો કલકત્તાની હાઈ કોરટમા આપવામાં આવેલો મુકાદો ટાંકી બતાવ્યો છે. તેમાં જડજે ફીતુરનો અર્થ ચાહથી ઉલટું એવો કાધો છે. એક લખાણ અથવા ભાષણથી કાંઇ ગડબડ કે તોફાન નહી થયું હોય તે છતાં તેથી જો લોકોમાં સરકાર સામે ધીક્કાર અથવા દુસ્મનીની લાગણી ઉત્પન્ન થાય એવું હોય તો તેટલુંજ આરોપીને તકસીરવાર ઠરાવવા માટે બસ છે.

## એક લેખકનો એરાદો કેવી રીતે નકી કરવો?

એક વકતા અથવા લેખકનો શું એરાદો હતો તેનું અનુમાન તેનાં ભાષણ અથવા લખાણ ઉપરથી તેમજ આગમચ તેના તરફથી આપવામાં આવેલાં ભાષણો અથવા લખાણો ઉપરથી ખેંચી શકાય.

ફરયાદ પક્ષે તમો સન્મુખ આરોપીનાં લખાણ રજુ કરી જણાવ્યું છે કે આ લખાણથી સરકાર સામે ધીક્કારની લાગણી ઉત્પન થાય એવું છે. તમારે આ લખાણો વાંચી આ લખાણથી વાંચનારાનાં મગજ ઉપર કેવી અસર થાય તેનું અનુમાન ખેંચી ફરીયાદ પક્ષનું કહેવું ખરૂં છે કે કેમ તે ઉપર મત આપવું. તમને જો આ લખાણ લોકોનાં મગજમાં ધીક્કારની લાગણી ઉશકેરે તેવાં લાગે તો આરોપીનો એવી લાગણી ઉશકેરવાનો એરાદો હતો એવું ગણવું એમ આ કોર્ટના માજી વડા જડજ સર લોરેનસ જેનકીનસે ઠરાવ્યું હતું,

## કોશેશ અને ઇરાદા વચ્ચે ફરક.

આરોપીએ કોશેશ કીધેલા કાયદા કયારે સ્વીકારે છે તેનો તમને ખ્યાલ આપવા માટે પંજાબની હાઇ કોર્ટનો મુકરદમો ટાંકયો હતો. તેમાં તેણે એક જણ કોદાળી લઇ બીજાની પુઠે તેને મારવા દોડયો હતો તેનો દાખલો આપ્યો હતો તથા જણાવ્યું હતું કે આ શખસ જેને મારવા દોડયો હતો તેનાથી ચાર કદમ જેટલે છેટે હતો તેટલાં તેના હાથમાંથી કોદાળી ખેંચી લેવામાં આવી હતી. આ ઉપરથી કોર્ટે આરોપી સામે ખુનની કોશેશ કરવાનો આરોપ ટકી શકે નહી એવું ઠરાવ્યું હતું, કારણકે તે ચાર કદમ આગળ વધતાં ખુન કરવાનો પોતાનો ઇરાદો ફેરવી નાખે તે બનવાજોગ હતું એવું ગણ્યું હતું. પણ મી૦ તીલકે તમને આ મુકરદમાનું વધુ પરીણામ શું આવ્યું હતું તે જણાવ્યું નથી. આરોપીને ખુનની કોશેશ કરવાના વાંકમાંથી મુકત કરવામાં આવ્યો હતો પણ તેને ગંભીર ઇજા કરવાની કોશેશ કરવા માટે ગુનેહગાર ઠરાવ્યો હતો તથા જડજે જણાવ્યું હતું કે, આરોપીનો ગંભીર ઇજા કરવાનો ઇરાદો તો હતો.

નામદાર જડજે આગળ ચાલતાં જણાવ્યું કે આરોપીએ પોતાના બચાવમાં ઘણી સદીઓ આગમચ ચાલેલા મુકરદમા તથા તે વેળા કરવામાં આવેલાં ભાષણ ટાંકી બતાવ્યાં છે પણ તે વખતના સંજોગો હાલના કરતાં તદન જુદા હતા. આરોપીએ જે ભાષણો ટાંકી બતાવ્યાં છે તેનો મોટો ભાગ એક બંગાળીએ પ્રગટ કીધેલી ચોપડીમાં આપવામાં

આવ્યો છે. આરોપીએ જણાવ્યું છે તેમ અલબત તમો જુરીના ગ્રહસ્થો છાપાનાં છુટાપણાનો બચાવ કરો, અંગ્રેજી પત્રો કરતાં હીંદી પત્રો તરફ વધારે રહેમદીલીથી નજર કરો છો, કારણકે એ પત્રો હજુ તો ઉધરતાં પોતાની જવાનીમાંછે તથા સ્વભાવિક ઉત્સાહી છે. એક જડજે દર્શાવેલા વીચાર મુજબ વરતમાન પત્રો જો પ્રમાણીકપણે તેઓને નીતીની રૂયે ટપકો નહી આપીશકાય તેવી ભુલ કરે તો તેઓનાં લખાણને બદનકશી ભરેલાં ગણવાં જોઇતાં નથી પણ જ્યાં પ્રમાણીકપણે વીચારો દરશાવવાનું છોડી ગાળગળોચ ઉપર આવે ત્યારે છાપાનાં છુટાપણાંનો છેડો આવેલો ગણવો જોઇએ છે. બીજા એક જડજે જણાવ્યું છે કે જાહેર તથા રાજદ્વારી બાબતો ઉપર ટીકા કરવા માટે વર્તમાનપત્રોને ઘણું છુટાપણું અપવું. જોઇએ છે, કારણ કે એવી બાબતોમાં પ્રમાણીકપણે છુટથી ટીકા કરવામાં આવતાં ઘણો લાભ થાય છે.

લોર્ડ ફીટઝજીરાલ્ડે જુરીને જુબાનીનો સાર કહી સંભળાવતાં જણાવ્યું હતું કે તમો છાપાના છુટાપણાના રક્ષણકરતાઓછો પણ તેજ વેળા છુંટાપણાનો ગેર ઉપેયોગ થાય તે તમો મજબુત હાથે દાબી નાંખો.

હવે આરોપીનાં લખાણના સંબંધમાં ફરિયાદ પક્ષે જણાવ્યું છે કે રાજદવારી નેમથી ખુન કરવાનું લખાણમાં પસંદ કરવામાં આવ્યું છે. એવી રીતનાં લખાણથી વાંચનારનાં મગજ ઉપર કેવી અશર થવી જોઇએ તેનો તમો ખીઆલ કરજો પણ તેજ વેળા અહીં તહીં આવેલા છુટાંછવાયા વાકયો તથા ફકરાથી તમો એકદમ એક યા બીજી બાજુએ મત બાંધી લેતા ના, આખું લખાણ વાંચ્યા પછી તેની મગજ ઉપર કેવી અસર થાય છે તે ઉપર તમો ધ્યાન આપજો. આરોપી ઉપર જે એ ફીતુરી લખાણ કરવાનો આરોપ મુકવામાં આવ્યો છે તે વાંચતાં તમને એ લખાણો સરકાર સામે લોકોનાં મગજમાં ધીક્કાર તથા તુચ્છકારની લાગણી ઉત્પન્ન કરવા માટે કરવામાં આવેલાં લાગે તો તમને વધુ લખાણો વાંચવાની જરૂર નથી. એટલાંજ લખાણ ઉપરથી આરોપીની ધીકકાર ઉત્પન્ન કરવાની નેમ હતી એવું તમો અનુમાન ખેંચી શકશો.

## તરજુમા સામે લેવાયલો.

લખાણમાં આવેલા વાકયો વગેરેનો તમો સાધારણ અર્થ ઉઠાવજો. આરોપીએ પોતે તો પોતાનાં લખાણના કરવામાં આવેલા તરજુમા વીશે ફરયાદ કીધી હતી પણ મી૦ જોશીને ઊલટ પાલટ તપાસ માટે આરોપી સન્મુખ રજુ કરવામાં આવ્યા હતા ત્યારે તેઓના જવાબથી તેઓ માટે તમારાં મગજમાં કેવી ખીઆલ ઉપજયો હતો મને તો લાગે છે કે તેઓએ કાંઇ પણ પલપાતી વગર જુબાની આપી હતી તથા મરાઠી ભાષામાં પ્રવીણ હોય તેવું પાણી બનાવ્યું હતું. તેઓએ બરાબર વીચાર કરી જવાબો આપ્યા હતા. વળી આ વાત યાદ રાખવાની છે કે તરજુમો મી૦ જોશીએ નહી પણ આ કોર્ટના તરજુમા કરનાર દુભાસ્યાએ કીધો હતો. તે જો પોતાનું કામ સારી રીતે કરી શકતો નહી હોય તો તેને એ ઓહધા ઉપર ઝાઝોવાર રહેવા દેવામાં નહી આવે તેટલો પણ તમારે ખ્યાલ રાખવો જોઇએ છે. આ કોર્ટમાં તેઓ તરફથી કરવામાં આવેલો તરજુમો હમેશા ખરા તરીકે સ્વીકારવામાં આવતો રહ્યો છે. તરજુમો કરનારને પોતા સામે દુશ્મની હોય એવું આરોપીએ કહ્યું નથી તમારે તેઓ તરફથી બોલીનો મરડી મચડીને તરજુમો કરવામાં આવ્યો છે એવું આરોપી શા ઉપરથી કહે છે? મી૦ જોશીએ પોતે તો તરજુમામાં જ્યાં ભુલ જેવું લાગ્યું ત્યાં તે વગર આનાકાનીએ કબુલ કીધું છે. માણુસ ભુલ કરે એ બનવા જોગ છે. અને તે મુજબ, સત્તાવાર તરજુમામાં પણ ભુલ આવે. તે ભુલ કોઇ પણ સાક્ષીની ઉલટપાલટ તપાસ કરી આરોપી બતાવી શકે. મી૦ જોશીને મી૦ કવીનની સહી પુરવાર કરવા માટે લાવવામાં આવ્યા હતા. તેઓને એડવોકેટ-જેનરલે વગર જરૂરે સવાલ પુછયો હતો કે તરજુમો ખરો છે કે? પણ તરજુમો સત્તાવાર હોવાથી તે ખરાજ તરીકે માની લેવો જોઇતો હતો.

મી૦ તીલકે પોતે મી૦ જોશીની ઉલટ પાલટ તપાસ ચલાવી હતી, જેમાં મી૦ જોશીએ નજીવી ભુલો સીવાય તરજુમો ખરા તરીકે બતાવી આપ્યો હતો. પણ તે છતાં મી૦ તીલકે જે પોતાના અર્થ જણાવ્યા છે તે સાતવાર તરજુમાને બદલે આપણે સ્વીકારીશું. મેં પોતે કેટલાક બોલો મી૦ તીલકના જણાવ્યા મુજબ સ્વીકાર્યા છે. નામદાર જડજે અત્રે એવા સંખ્યાબંધ બોલો ટાંકી બતાવ્યા હતા. હવે તરજુમા સામે આરોપી વાંધો લે છે ત્યારે આરોપીએ રજુ કીધેલો પોતાનો તરજુમો જુવો અને તે ઉપરથી આરોપીના સંબંધમાં અનુમાન ખેંચો. લખાણ ઉપર ધ્યાન આપતાં બધા આસપાસના સંજોગો તથા "કેસરી" પત્રના વાંચનારાઓને ધ્યાનમાં રાખજો.

## એકવીસ કલાક અને દસ મીનીટનો ખુલાસો.

મી૦ તીલકે જણાવ્યું છે કે તેઓના પત્રનો ફેલાવો હીંદી પત્રોમાં સર્વેથી વધુ છે. આ પત્ર મરાઠી ભાષામાં પ્રવીણ એવા વિદ્વાનો તથા કેળવાયલાં માણસો વાંચતાં હોવાં જોઇએ તેમજ જેઓ પોતાને માટે અનુમાન ખેંચવાની સાદી સમજ નહી ધરાવતા હોય તથા રાજ્યદ્વારી બાબતો નહી સમજતા હોય તેઓ પણ વાંચતા હોવા જોઇએ. હવે તમો વીચાર કરો કે "કેસરી" પત્ર વાંચનારાઓની જે મોટી સંખ્યા તે વાંચે છે તેનાં મગજ ઉપર આ તકરારી લખાણો વાંચ્યાથી કેવી અસર થવી જોઇએ? વળી આ વાત પણ ધ્યાનમાં રાખજો કે એ પત્રના વાંચનારાઓને તમને જે એકવીસ કલાક અને દશ મીનીટ સુધી આરોપીએ એ લખાણનો ખુલાસો આપ્યો છે તેવો લાભ કાંઈ મળતો નથી. લખનારની નેમ. ઇરાદા, કાયદા, લખાણ ખરૂં કે નહીં ખરૂં તે વગેરેના સંબંધમાં અત્રે બંને બાજુ તરફથી ઘણું બોલાયું છે. કાયદા મુજબ લખાણના ઉઠતા અર્થ ઉપરથી આરોપીના ઇરાદાનું અનુમાન ઉપજાવી શકાય છે, જે લોકો માટે લખાણ કરવામાં આવ્યું હોય તે લોકો શું સમજે તે ઉપર આરોપીના ઇરાદાનું તોલ કરતી વેળા તમને ધ્યાન આપવાનું છે.

હવે આપણે અત્રે બેઠેલાઓ આરોપીનાં લખાણથી ધીકકાર વગેરેની લાગણી લોકોમાં ઉશ્કેરાઇ છે અથવા એવી લાગણી ઉશ્કેરવાની આરોપીએ કોશેશ કીધી છે કે નહી તે કેમ પુરવાર કરી શકયે? તમો સો જણાને બોલાવો તો તેઓ કહેશે કે અમારાં મગજમાં લખાણ વાંચ્યાથી ધીકકાર ઉત્પન્ન થયો નથી પણ અમો લખાણને સામું વખાણની લાગણીથી જોઇએ છીયે બીજા સો કહેશે કે લખાણ વાંચ્યાથી અમારાં મગજમાં ધીક્કાર ઉત્પન્ન થયો છે. આથી ખરૂં અનુમાન લખાણ વાંચ્યા પછી તે ધીક્કાર તથા બેવફાદારી ઉત્પન્ન કરવા જેવું તમને લાગે છે કે કેમ તે ઉપરથી તમો પોતેજ વધારે સારી રીતે કરી શકો. લખાણની ભાષા અંગ્રેજો સામે વેર ઉત્પન્ન કરે તેવી છે કે કેમ તે ઉપર તમો વીચાર કરો અને તે પછી ચુકાદો આપો.

## સતાવાળાઓ તરફ માનની નજરથી નહી જોવાનું પરીણામ.

એક ચીજ તમો ધ્યાનમાં રાખજો. તોફાન, ગડબડ, અશાંતી, ખુન વીગેરે જેવા બનાવો સતાવાળાઓ શહેરમાં શાંતી જાળવવા માટે જોખમદાર છે તેઓ તરફ તુચ્છકાર તથા ધીકારની લાગણીથી જોવામાં નહી આવતું હોય તો ઘણાજ થોડા બનવા પામે.

જો સરકાર માટે તેમજ બીજાઓના જાનમાલ મીલકતના હકો માટે લોકો માન ધરાવતાં હોય તો ગડબડ તોફાન બૉમ ફેંકવાના બનાવો વગેરે કાંઇ બનવા પામે નહી મેં કહ્યું છે કે કોશેશ ફતેહમંદ થવીજ જોઇએ મી૦ તીલકે તો આગળ વધી તમો જુરીના અહસ્થોને કહ્યું છે કે કાયદો ગમે એવો હોય તોપણ તમો મારી તથા કાયદાની વચ્ચે ઉભા રહી છાપાનાં છુટાપણાનો બચાવ કરજો પણ આપણને ખુદ કાયદો સખત છે કે નહી તે આપણું કામ નથી દેશના કાયદાને તો સર્વે એ તે

સામે માથું ઉચક્યા વગર ચુપચુપ સ્વીકાર વો જોઇએ. એક શખસની નેમ ગમે એવી પ્રમાણીક હોય તે છતાં તેણે કાયદાનું ઉલંઘન કરવું જોઇતું નથી. માણસ હમેશાં કેઇ નેમ ધ્યાનમાં રાખી કામ કરે છે કેટલાક દાખલાઓમાં નેમ અપ્રમાણીક હોય તથા કેટલાક દાખલાઓમાં નેમ કેવી રાખવામાં આવી છે તે શકમંદ જણાય. પણ તમને નેમ સાથે કામ નથી. તમને ખાલી આરોપો સાથે કામ છે. કેટલીક વેળા ખરી વાતને એવી બદલી નાંખવામાં આવે છે કે જેથી ખરેખર એરાદો રાખી ઝેરી લખાણ લખવામાં આવ્યું હોય તેથી લખાણ વધુ ઝેરી બને છે. તમારી ફરજ એ છે કે લખાણ વાંચયા પછી તમારે મારે અનુમાન ખેંચવું કે તે લખાણ સરકાર સામે ધીકકાર વગેરે ઉત્પન્ન કરનારૂં છે કે નહી. તમને લાગે કે આ લખાણ વાંચ્યાથી લોકોનાં મગજમાં સરકાર સામે ધીકકાર ઉત્પન્ન થાય અથવા ગડબડ સડબડ તોફાન વગેરે ઉભું થાય તેવી નેમ રાખવામાં આવી છે તો પછી લખાણ કાયદાનું ઉલંઘન કરનારૂં છે કે નહી તે ઉપર વીચાર કરજો. પણ તેજ વેળા હું કહીશ કે આ લખાણ ઉપર વીચાર કરતી વેળા તમારી પહેલી ફરજ પુર્વ તરફના લોકના વીચાર આચાર તથા લખાણ કરવાની રીત ઉપર ધ્યાન આપવાની છે. તમારાથી બને એટલું આરોપીના લાભ તરફ તમો ખચીત જોજો. પોતાનાં લખાણનો સરવેથી અનુકુળ અર્થ ઉઠાવવામાં આવવો જોઇએ એવું કહેવાનો આરોપીને ખચીત હક છે. પણ જો તમને લાગે કે એટલું છતાં લખાણ કાયદા મુજબ તકસીરવાર ઠરે તેવું છે તો તમો તે મુજબનો ચુકાદો આપજો. અહીં તહીંનાં વાકય ઉપરથી તમારો ચુકાદો આપવા ઉપર દોરવાઇ જતા ના. નામદાર સરકાર આવા મુકરદમામાં કામ ચલાવે છે. કારણ કે સરકારને એક ખાનગી આશામીની માફકજ પોતાનો હુમલામાંથી બચાવ કરવાનો હક છે. સરકારનાં ન્યાય, કારોબારી વગેરે બધાં ખાતાંઓની ઉપર સખ્ત ભાષામાં ટીકા કરવાનો વર્તમાનપત્રોનો હક તમારે ગણવો જોઇએ છે. પણ એ ટીકા અપ્રમાણીક નીષ્ઠાથી નહીં કરવામાં આવવા જોઇએ તથા તે દુશ્મની કે ધીકારની લાગણી સરકાર સામે ઉત્પન્ન નહીં કરે કરે તેવા હોવાં જોઇએ.

## સરકાર તથા રૈયત વચ્ચેનો સંબંધ.

આરોપીના સંબંધમાં ચુકાદો આપતાં તમારે યાદ રાખવાનું છે કે સરકારને એવું માનવાનો કાંઇ હક નથી કે રૈયતે સરકાર તરફ ચાહજ બતાવવો જોઇએ. એક રૈયત પોતાની મરજી મુજબ સરકાર તરફ ધીકકાર કે દુશ્મની ધરાવે પણ તેણે તે જાહેરમાં દર્શાવવાં જોઇએ નહી. તે જોઇએ તો દુશ્મની ભરેલું લખાણ લખી પોતાનાં ખાનામાં રાખે અથવા તો ગજવામાં લઈ ફરે પણ તેનાથી તે કોઇને અપાય નહી તથા કોઇના મગજમાં તેવીજ લાગણી ઉશ્કેરી શકાય નહી.

## શું એકદમ ઉતાવળે લખાણ કરવામાં આવ્યું હતુ?

આરોપી જણાવે છે કે હું લેખક છું મારી પાસે એકી વેળા બસો પત્રો વગેરે રહે છે, જે ઉપર વીચાર કરી ઉતાવળાં મારા વીચાર એકદમ જણાવવા પડે છે. આ સંજોગ તમારે ધ્યાનમાં લેવાના છે. બરાબર વીચાર કરવાની તક મળ્યા વગર તેણે આ લખાણ લખ્યું છે એવું તમને લાગે તો તે ખચીત તમારા ધ્યાનમાં લેજો. પણ લખાણ શું ખરેખર એકદમ ઉતાવળમાં લખવામાં આવ્યું છે? આ નીચલા સંજોગો ઉપરથી તમને શું લાગે છે. આરોપીના તકરારી લખાણની શરૂઆત તા૦ ૧૨ મી મેથી થઇ છે. બોંબ ફેંકવાનો બનાવ એપ્રીલ માસમાં બન્યો હતો. બનાવ બન્યા પછી ચાર અઠવાડીયે શુરૂઆતનું લખાણ લખવામાં આવ્યું છે, ત્યારે લખાણ એકદમ પુખ્ત વીચાર વગર લખવામાં આવેલું ગણાય કે? એવું તમો જો ગણો તો આરોપીને તેનો લાભ આપજો.

## પોતાના બચાવમાં લખાણ કીધેલું ક્યારે ગણાય ?

આરોપીએ કહ્યું છે કે મેં સ્વબચાવમાં આ લખાણ લખ્યું છે, જો કોઇ એક શખસ બીજા શખસનું નાક ખેંચે તો તે બીજો શખસ નાક ખેંચનારને મુકી મારે તો તેણે સ્વબચાવમાં કામ કીધેલું ગણી શકાય. પણ પોતાનું નાક ખેંચનારને બદલે કોઇ તરાહેત માણસને તે મુકી લગાવી કહાડે તો પોતાનાં સ્વબચાવમાં તેણે મુકી લગાવેલી કેવી રીતે કહી શકાય? એજ મુજબ અંગ્રેજી પત્રોએ કીધેલાં લખાણથી આરોપીએ પોતાને ગુસ્સો ઉપજેલો તથા તે ઉપરથી પોતાના બચાવમાં લખાણ કીધેલું જણાવ્યું છે. પણ આ લખાણમાં તેઓએ શું કીધું છે ? શું એ અંગ્રેજી પત્રો સામે તેઓએ હુમલો કીધો છે ? નહી, તેઓએ તો સરકાર સામે હુમલો કીધો છે. મારૂં આ બધું કહેવું તમો બધું સ્વીકારી તેજ મુજબ ચુકાદો લાવજો એમ હું કાંઇ તમને કહેતો નથી. તમારે જોઇએ તો તમો મારાથી તદન જુદા પડજો અને તમારા વીચાર જુદા હોય તો તમારા વીચારને પેહેલી અગત આપજો તથા તે મુજબનો ચુકાદો આપજો. હું તમારા ચુકાદાને આધારે છું. આરોપી તરફથી ઘણી બાબતો તમો સનમુખ લાવવામાં આવી હતી તથા ઘણા ફીતુરી જેવા ફકરાઓ વાંચવામાં આવ્યા હતા. આરોપીએ એવાં લખાણો તરફ દીલસોજી બતાવવાનું કામ ગેરડાહાપણ ભરેલું હતું પણ તેથી આરોપી સામે એકદમ તમો મત બાંધી દેતા ના. આરોપીએ જણાવ્યું છે કે બીજાઓએ લખ્યું તે મુજબ મેં પણ લખ્યું હતું. પણ બીજાઓ સાથે આપણને કાંઇ કામ નથી, આરોપીનું લખાણ કેવું છે તેજ ફક્ત આપણને જોવાનું છે. આરોપી કહે છે કે હું પ્રજાના લાભ માટે સરકાર સામે રાજ્યધારણને અનુસરતી રીતે ખુલ્લી રીતે લડત ચલાવતો હતો. તમને આરોપીનું આ કહેવું ખરૂં લાગે તો તેનો લાભ આરોપીને આપજો. બોંમના લખાણના સંબંધમાં કહેવાની જરૂર નથી કે બોંમ ફેંકવાનો બનાવ ધીકાર ભરેલો તથા હીચકારો છે, ખુની એકને, જ્યારે બોંમ દજનને મારે છે આ બાબત તરફ સર્વેએ કમકમાટથી જોવાનું છે. તમને લાગે કે એ બાબતમાં આરોપીનું લખાણ ઘટતી રીતે લખવામાં આવ્યું છે તો આરોપીને છોડી મુકજો. વાંચનારાઓનાં મન ઉપર આ લખાણની અસર કેવી થવી જોઇએ તે ઉપર તમો વીચાર કરો. આરોપી કહે છે કે રાજ્યદ્વારી બાબતોની ચારવણી કરનારાઓનો બોંબ ફેંકવાના બનાવમાં હાથ હતો એવું અંગ્રેજી પત્રો લખાણ કરતાં હતાં તેથી તેનો ગુસ્સો ઉપજ્યો હતો પણ તેની સાથે આપણને કામ નથી. બોંબનો ભેદ, બમણી ચેતવણી વગેરે લખાણો તમો આગળ મુકવામાં આવ્યાં છે. તે ઉપરથીજ તમો આરોપીના એરાદા વીશે વીચાર કરજો. મી૦ જોશીએ જુદા જુદા પક્ષ બની ગયલા જણાવયા હતા પણ બોંમ પક્ષ થઈ ગયો છે એવું તે વીશે મેં તકરારી લખાણ વાંચ્યું ત્યાં સુધી હું વાકેફ હતો નહી. રાજદ્વારી બાબતો ઉપર વીવેચન કરનાર તથા પોતા ઉપર ગયલા હુમલા માટે ગુસ્સો બતાવનારની આ સારી નીષ્ટાથી કરેલી ટીકા છે કે તે ઉપર તમારે વીચારવાનું છે. આરોપીએ જણાવ્યું છે કે મારી સામે ઘણા ભયંકર ઇશારા કરવામાં આવે છે, પણ હું તો કહીશ કે ખુદ આરોપીના લખાણમાં સરકાર સામે એવાજ ઇસારા છે કે કેમ તે તમારે વીચારવાનું છે તમારે લખાણને થોડું ઘણું એડટેસ્ટમાં લખ્યું હોય તેથી તેની વીરૂધમાં મત બાંધી દેવુ જોઇતું નથી દરેક લખનાર સારા ટેસ્ટથી લખવાને બંધાયલો નથી. હવે આરોપીનાં લખાણો એડવોકેટ-જનરલે તમો સનમુખ વાંચી બતાવ્યાં છે, જેથી હું તેમાંથી ઘણું વાંચવા માગતો નથી. હું ફક્ત થોડાજ ફકરાઓ વાંચી સંતોષ પકડીશ.

### લખાણમાંના વાંધાભરેલા ફકરાઓ.

આરોપી એક ઠેકાણે જણાવે છે કે, "સ્વરાજ મેળવાની લોકો ખાહેશ ધરાવે છે. તે જો

પુરી નહી પાડવામાં આવશે તો થોડા નીરાશ થઇ અણુધટતાં તથા કમકમાટ ભરેલા એવાજ ઇલાજો જીવ ઉપર આવી જઇ લેશે." એવાજ ઇલાજતે મુઝફ્રરપોર ખાતે બૉમ ફેંકવાનો બનેલો બનાવ છે, જેમાં એક છોકરાએ બૉમ ફેંકી બે અંગ્રેજ સ્ત્રીઓનાં ખુન કીધાં હતાં.

ઉપલું લખાણુ કરવામાં આરોપીની નેમ બૉમ ફેંકવાની ઉસ્કેરણી કરવાની છે કે નહી તે તમારે વીચારવાનું છે.

બીજે ઠેકાણે આરોપી જણાવે છે કે "ઇંગ્લાંડની સરકાર ઉપર કેટલાંક અરજી મોકલી પોતાના હક મેળવવાની આશા રાખે છે, જ્યારે બીજાએ જણાવે છે કે જેમ એક માણુસ મોઢું ઉઘાડે તે માટે તેનું નાક દાબવું જોઇએ છે તે મુજબ સરકારનાં ચક્રને ફરતું અટકાવવા માટે આડા સળીયો નાખવા એવુ લખવામાં આરોપીની નેમ બૉમ ફેંકવા એવું કહેવાની ખાલી જણાય છે.

આરોપીનો ઇરાદો જાણવા માટે તા૦ ૧૨ મી મેએ અધીપતીની નોંધમાં આવેલા ફકરા ઉપર તમો નજર કરો. એક ફકરામાં જણાવવા-આવ્યું છે કે "આયર લેન્ડમાં જ્યારે હીંદના જેવા બનાવ બનવા પામ્યા તે દૂર કરવા માટે સ્વરાજ્ય આપવાનો વડા પ્રધાન મી૦ ગ્લેડસ્તને વીચાર કીધો હતો. આવા બનાવ બન્યા ત્યાં સુધી ઈંગ્લંડની સરકારનું ધ્યાન ખેંચાયું હતું નહી. એ ફકરાની નીચે આરોપી શેરો મારે છે કે ખુનો કોઇ વેળા ઘણાં ઉપયોગી થઈ પડે છે. આ લખાણુ ખુનની ઉશકેરણી કરનારૂં નહી ગણાય ?

આવી જાતનાં લખાણુનો અરોપીએ જે ખુલાસો કીધો છે તે તેને કાયદાની ચુંગાલમાંથી બચાવવા માટે પુરતો છે કે તે તમારે જોવાનું છે.

તા૦ ૯મી જુનનાં લખાણુ ઉપર વીવેચન કરવાનું મુશ્કેલ લાગે છે. તમો આગળ તે વાંચેલામાં આવ્યું છે. તે ઉપર તમોજ વીચાર કરી લેજો "લેવામાં આવતા ઇલાજો કાયમના નથી." એવાં મથાળાં હેઠળ આરોપીએ બોંબના સંબંધમાં વીવેચન કીધું છે. આરોપી જણાવે છે કે સત્તાવાળા આ ખોટી રીતે સમજાવે છે કે બોંબનો બહોળો ઉપયોગ કરવામાં આવે છે. તે પછી તે જણાવે છે કે હીંદ તથા રૂશીયામાં બોંમ વાપરવામાં આવે છે તેની નેમમાં આસમાન જમીનનો ફરક છે. હીંદમાં બોંબ દેશહીતકારી નેમથી વાપરવામાં આવે છે. બોંબનો ઉપયોગ દેશહીતકારી જણાવવામાં આવે તો એવાં વીવેચનથી સરકાર લોકોના ધીકારમાં આવી પડે છે કે કેમ તે તમારે વીચારવાનું છે.

બીજી ગમ આરોપી જણાવે છે કે, મહાન રશીઅન શેહેનશાહે રાજસભાને તોડી પાડવાની કોશેશ કીધી પણ તેને છેવટે બોંબની આગળ નમી જવું પડયું.

તે પછી પીંછાં કહાટી નાખવામાં આવેલા પોપટનો ચીતાર આપવામાં આવ્યો છે, જે હીંદી પ્રજાને લાગુ પાડવામાં આવ્યો છે.

આગળ ચાલતાં આરોપી જણાવે છે કે મોગલો કરતાં વધારે ઉદાર રાજનીતી અંગ્રેજ સરકાર ચલાવશે નહી તો એ અમલ ચલાવનારાએ પોતાનો અમલ હીંદમાં ચાલુ રાખી શકશે નહીં. આજનો બોંબનો જમાનો છે.

એક આરોપી ઉપર ફીતુર ઉસ્કેરવાની કોશેશ કરવાનો આરોપ મુકવામાં આવ્યો હોય તથા તેનો ઇરાદો દર્શાવવા માટે જે લખાણો રજુ કરવામાં આવ્યાં હોય તે ઉપરાંત બીજાં લખાણો ઉપર જવાનું હું પસંદ કરતો નથી. પણુ તે છતાં "કેસરી" પત્રના નીચલા એક ફકરા ઉપર મારૂં ધ્યાન ખેંચાયું છે તે ઉપર હું તમારૂં ધ્યાન ખેંચવા માગું છું.

"બંગાળીઓ ઘટતી રીતે પોતાની ફરીયાદનો ચુકાદો કરાવવા ગયા. તેથી નહી વળ્યું ત્યારે સ્વ આધાર રાખી દેશના ઉદય માટે સ્વદેશી તથા બોયકોટના ઘટતા ઇલાજ લીધા. આ ફકરો તદન નીરદોષ લાગે છે. પણુ, તે પછી નીચે મુજબ આવે છેઃ—આ ઉપરથી બંગાળીઓનાં દેશહીતકારીપણાંથી ગુસ્સે થયલા કેટલાક સતાવાળાઓએ મુસલમાન ગુંડાઓને છો

ડી મુક્યા જેઓએ બંગાળીઓની મીલકતને નુકસાન કીધું તથા તેઓની ઓીઓ ઉપર બળાતકાર ગુજારયો. "

આવો આરોપ સરકાર સામે લાવવા શું વાજબી છે ? આવાં લખાણથી સરકાર માટે તમને માન ઉપજશે કે તે સામે ધીકારની લાગણી ઉત્પન્ન થશે.

છેવટે હું કહીશ કે તમે લખાણો વાંચયાં છે તે ઉપરથી વીચાર કરજો. મેં જે કાંઈ કહયું છે તેની તમારાં મન ઉપર અસર લેતા ના.

અત્રે જુરી વીચાર કરવા માટે જુરીના ઓરડામાં ગઇ હતી.

## જુરીનો અભીપ્રાય.

મસલત કરીને જુરી સવા કલાકે કોર્ટમાં પાછી ફરી હતી.

તાજના મુનશીના પુછવાથી ફોરમેને જણાવ્યું હતું કે તેઓ સાત વીરૂધ્ધ બે મતે વેંહેંચાયલા છે.

નામદાર જડજના સવાલના જવાબમાં ફોરમેને જણાવ્યું કે તેઓ એકમતી થાય એવી બીલકુલ આશા નથી.

જુરીના વધુ મતનો અભીપ્રાય શું હતો તે પુછવામાં આવતાં ફોરમેને જણાવ્યું કે, જુરીએ આરોપીને ત્રણે આરોપો માટે સાત વીરૂધ્ધ બે મતે તકસીરવાર ઠરાવ્યો છે.

નામદાર જડજે જુરીના વધુ મત સાથ મળતા થઈ તે અભીપ્રાય સ્વીકારવામાં આવે છે એમ જણાવ્યું હતું.

આરોપી—હું કોરટને અરજ કરવા માગું છું.

નામદાર જડજ—તે અરજ શું છે.

આરોપી—મારા ઉપર મેલવામાં આવેલા આરોપો કાયદાસર નથી. અને તેથી કોરટનું કામ રદ થાય છે અને તે કાયદાની બાબત ફુલ બેંચ આગળ લઇ જવા હું અરજ કરૂં છું.

અત્રે મી૦ તીલકે કાયદાના સવાલનાં જુદાં જુદાં કારણો વાંચી સંભળાવ્યાં હતાં,

નામદાર જડજે મી૦ તીલકની અરજ સ્વીકારવાની ના પાડી હતી.

## ના૦ જડજનો ચુકાદો.

બાદ નામદાર જડજે મી૦ તીલકને સજા કરતાં જણાવ્યું કે મી૦ બાળ ગંગાધર તીલક તમને સજા કરવાની મારા ઉપર દુઃખ ભરેલી ફરજ આવી પડી છે. તમારા જેવા માણસને આ સ્થીતીમાં જોઇને મને કેટલું દુઃખ થાય છે તેનું વર્ણન હું કરી શકતો નથી,

ખરેખર તમે એક વીદ્વાન તથા વગવાળા માણુસ છો. તમારી તે વીદ્વતા તથા વગ જો તમે તમારા દેશના ભલા માટે ખરી રીતે ઉપયોગમાં લીધાં હતે તો ખચીત જે પ્રજા માટે તમે મથો છે તેને ઘણુંક સુખ અપાવવામાં તમે કારણભુત થઈ પડતે.

દસ વરસ અગાઉ તમને જ્યારે સજા કરવામાં આવી હતી તેજ વેળાએ કોર્ટ તમારી સાથે ઘણી રહેમદીલીથી વરતી હતી. કોરટ કરતાં સરકારે તેથી પણ વધારે તમારા તરફ દયા બતાવી હતી, જ્યારે દોઢ વરસના આસાન કેદની સજા પુરી કરી એટલે તમને ચોકસ સરતો, જે તમે સ્વીકારી હતી. તેને આધારે છોડી મુકવામાં આવ્યા હતા.

તમે કરેલાં લખાણો ઉપર આવતાં હું જણાવીશ કે જો કોઈ એમ કહે કે રાજ્યદ્વારી ચારવણી કરતી વખતે તેવાં લખાણો કરવાં કાયદેસર છે, તો તેઓને માટે હું એટલુંજ કહીશ કે તેઓ કોઇ સડી કોહી ગએલાં ભેજાંના માણસો હોવા જોઇએ. તમે કરેલાં લખાણો શું દેખાડે છે ? તેમાં જાસ્તી ગુજારવાની ભલામણ કરવામાં આવી છે; ખુનામરકીના કામ તરફ તેમાં સંતોષ દેખાડવામાં આવ્યો છે. એટલુંજ નહી પણ કામ ફેંકી કરવામા આવતાં કરપીણ અને કી-

ચકારાં ખુનો માટે પણ સંતોપ તમારા લખાણો-માં દેખાડવામાં આવ્યો છે. એટલેથી ન અટકતાં બૅામ જેવી ચીજ હસ્તીમાં આવી તે બનાવને તમે એવી રીતે વધાવી લીધો છે કે જાણે હીંદના ભલા માટે કેવી એક ચીજ પેદા થઈ હોય !

મેં ઉપર કહ્યું તેમ જો કોઈ એમ ધારે કે રાજ્યદ્વારી ચારવણી કરતી વખતે બૅામ જેવાં ખાનાખરાબીનાં હથ્યારો ઉપયોગમાં લેવાં તે કાયદેસર છે તો તેઓની મગજશકતી માટે હું એટલુંજ કહીશકે તેવા માણસો કોહેલાં ભેજાંના હોવા જોઇએ અને તમે તે સંબંધે લખેલાં લખાણો પણ કોઈ કાયદેસર ઠરાવે તો તેઓની પણ મગજશકતી સડી ગએલી હોવી જોઇએ.

છેલાં દશ વરસમાં રાજ્યકરતી કોમ તરફનો તમારો ધીક્કાર ઓછો થયો નથી અને તમે કરેલાં લખાણો તમે કહો છો તેમ અણીની ધીક વખતે કરવામાં આવ્યાં નથી, પણ એ અંગ્રેજ સ્ત્રીઓનાં કરવામાં આવેલાં પેલા કરપીણ અને હીચકારાં ખુન પછી એક પખવાડયાં રહીને તમે તે લખાણો કરયાં અને અઠવાડીયાં પછી અઠવાડીયાં સુધી કરતા રહ્યા છો અને તે પણ જાણીબુજીને અને ચોકસ નેમથીજ. મારે કહેવું જોઇએ કે તકરારી લખાણો જેવાં લખાણો જે વર્તમાન પત્રો કરે છે તે વર્તમાન પત્રો દેશને એક શ્રાપ સમાન છે.

તમને સજા કરતી વખતે મને ઘણી દીલગીરી ઉપજે છે. મારે અત્રે કહેવું જોઇએ કે કદાચ જુરી તમને અપરાધી ઠરાવે તો તેવી વેળાએ તમને કેવી સજા કરવી તે સવાલ ઉપર મેં પુરતો અને ગંભીરાઇથી વીચાર કર્યો છે અને છેવટે હું તમને જે સજા કરવા માગું છું તે સજા ખરેખરી રીતે તો અઘટીત નરમાશ ભરેલીજ ગણાશે. હું જે સજા કરવા માગું છું તેથી વધારે હલકી સજા તમને કરી શકો નથી. હું ધારૂં છું કે તમારા જેવી સ્થીતી ધરાવનાર માણસને જે સજા હું કરવા માગું છું તે સજાથી કાયદાની નેમ પુરેપુરી જળવાશે.

**સજા.**

તમારી વય તથા આજુબાજુના સંજોગો ધ્યાનમાં લેતાં મને એમ લાગે છે કે દેશનાં ભલાં માટે તથા જાહેર શાંતી માટે તમને દેશમાંથી થોડો વખત દુર ખસેડવા ફાયદાકારક છે અને તેટલા માટે તમારા પહેલા બે અપરાધોં માટે તમને ત્રણ ત્રણ વરસના દેશનીકાલની સજા કરવામાં આવે છે. એકંદર તમને ૬ વરસ દેશ નીકાલ કરવામાં આવે છે. ત્રીજા અપરાધ માટે તમને રૂ. ૧૦૦૦ નો દંડ કરવામાં આવે છે. જ્યારે ચોથો આરોપ પડતો મેલવામાં આવે છે.

સજા કરતી વેળાએ રાતના લગભગ સવાદસ વાગ્યા હતા.

---

## હાઇ કોર્ટની બહાર એ દીને સાંજ પછીનો દેખાવ.

---

મી૦ તીલકની તપાસનું છેવટ એજ દીને રાતરે આવી જશે એમ લોકોના ઘણા મોટા ભાગે વકી રાખી હતી નહીં અને સર્વે ગુરૂવારે ચુકાદો આવવાની અટકળ કરતા હતા. એ છતાં સાંજે ચાર વાગતે ધીમે ધીમે લોકોમાં ખબર પસરવા લાગી કે સરકાર તરફના ધારાશાસ્ત્રી મી૦ બ્રાનસન પોતાનું બોલવું પુરૂં કરવા આવ્યા છે અને ચુકાદો આજે અપાઇ જાય એવા સંભવો છે.' જેઓ હાઇ કોર્ટમાં મુકરદમો સાંભળવા ગયા હતા તેઓના મુખથી તથા બીજા સાધનો મારફતે થોડાની જાણમાં આ ખબર આવતાં તે વીજળીક પેરે પથરાઇ ગઈ અને છુટાછવાયા લોકો સાંજ પછી હાઈ કોર્ટની બાહાર ભેગા થવા લાગ્યા. મી૦ તીલકની શરૂઆતની તપાસ વેળા લોકોની જે મોટી ઠઠ જામી હતી તે સાથે સરખાવતાં તેઓનો સંખ્યા વગર શકે ઘણી નાની હતી કારણ કે ઉપર જણાવ્યા મુજબ લોકો અનજાણ હતા. પોલીસે આગળથીજ સાવચેતી રાખી હાઈ કોર્ટનાં પાછલા દરવાજા તરફથી તે દરીયા કીનારા સુધી કટકે કટકે ઘોડેસ્વાર ટુકડી તેમજ સેપાહી ઉ-

... રાખ્યા હતા જેઓ સાંજ પછી સઘળાને હાઈ કોર્ટ તરફ જતા અટકાવતી હતી. આથી લોકો તીલક કેસનો ચુકાદો સાંભળવાને આતુર થઈ ઓવલના મેદાનમાં તથા ટપાલ ઓફીસની અને જાહેર બાંધકામ ખાતાની પગથીઓ ઉપર જુદાં જુદાં ટોળાંઓ થઈ ઉભા થવા લાગ્યા અને તેઓ શું ચુકાદો આવશે તે વીશે પોતપોતાની અંદર તરેહવાર અટકળો કરવા લાગ્યા. સાંજે છ વાગતાં પછી હાઈ કોર્ટની વાવટાકાંઠી ઉપરનો વાવટો ઉતારી નાખવામાં આવતાં કેટલાંક લોકો મુકરદમો મુલતવી રહેલો સમુજી પાછા ફરવા લાગ્યા જેથી તેઓના સમુહમાં કાંઈક ઘટાડો થયો પણ પાછળથી પાછા લોકો ભેગા થવા લાગ્યા અને રાતના ચુકાદો આપતાં મોડે સુધી ત્યાંજ શાંતપણે ઉભા રહ્યા હતા.

**હાઈ કોર્ટના બંધ કરવામાં આવેલાં બારણાંઓ.**

હાઈ કોર્ટના સર્વ દીશાના આવેલાં બારણાંઓ સાંજ પડતાં બંધ કરવામાં આવ્યાં અને લોકોને અંદર આવવા કે બહાર જવા દેવામાં આવતાં ન હતા. સાંજે સાડા છ વાગતાં પછી વરસાદ પડવા લાગ્યો હતો અને તે રાત સુધી પડવો માંડયા છતાં કેટલાક લોકો ભીંજાતા પણ ત્યાં ઉભા હતા. લોકોની વલણ તદન શાંત હતી અને તેઓ રમખાણના ક્યાંએ ચીન્હો બતાવતા હતા નહીં.

---

# પરચુરણ ખબરો.

## મુંબઈ શહેરની સ્થીતી.

મી૦ તીલકનો કેસ ચાલે તે દરમ્યાન વખતે મીલ મજુરો હુલ્લડ મચાવે એવી પહેલાથી ધાસ્તી રાખી પોલીસ તરફથી લશ્કર વીગેરેનો પુરતો બંદોબસ્ત તા૦ ૧૨મી જુલાઈથી તા૦ ૨૩મી જુલાઈ સુધી રાખવામાં આવ્યો હતો.

મીલમજુરોના લગભગ ૧૦થી ૧૨ હજાર માણસના એક ટોળાએ ગઈ તા૦ ૧૭ મી એ નજીવું રમખાણુ મચાવ્યું હતું, જેથી પોલીસને ગોળી છોડવાની જરૂર પડી હતી અને તુરત રમખાણુ દાબી દેવામાં આવ્યું હતું. આથી આઠ જણને ઇજા થવા ઉપરાંત ૧ જણુ માર્યો ગયો હતો હુલ્લડ ખોરોમાંના ૮ જણુને પકડી ગઇ તા૦ ૨૨મીએ સજા કરવામાં આવી હતી.

સોમવાર તા૦ ૨૦ મી તથા તા૦ ૨૧ મીએ પણ હુલ્લડખોરો તરફથી નાના નાના રમખાણો કરવામાં આવ્યા હતા, પણ તે તુરતા તુરત દબાવી દેવામાં આવતા હતા. કેટલાક ખટારાવાળાઓએ હડતાલ પાડી હતી. અને બીજાને તેમ કરવા સમજાવતા હતા, કામ કરનારા હેલકરીઓ આ તોફાનમાં સામેલ હોવાથી મુંબઇ શહેરની મીલો તથા વેપારીઓની કેટલીક દુકાનો તદન કામકાજ વગરની જણાતી હતી,

---

## પુણા.

મી૦ તીલકને સજા થયાની વાત તા૦ ૨૩ મીએ સહવારમાં તાર યંત્ર વડે પુણા ખાતે વીજળીની માફક ફેલાઇ જવાથી ત્યાંની કેટલાક લોકો એ પોતપોતાની દુકાનો બંધ રાખી હતી.

---

## સુરત.

એ ખબર અત્રે સુરતમાં પ્રસરતાં ચોક. ભાગળ વીગેરેપરની કાપડની દુકાનો, સુખડીઆઓ અનાજની દુકાનો, છત્રીની દુકાનો, મેવાવાળા, પાનવાળા, કંસારાની દુકાનો ઘડીઆળની દુકાનો વીગેરે બપોર પછીથી બંધ પાડી લોકો પોતપોતાની દુકાનોના ઓટલાપર એકત્ર થઇ મી૦ તીલક કેસનીજ વાતો ચલાવતા તથા ન્યુસપેપરો અને દેશી મિત્ર પ્રેસમાંથી બહાર પાડેલા વધારાઓ વાંચતા જણાતા હતા. જાણે ભાગળપર એક નાનો મેળો ભરાયો હોય તેમ લોકોનો દેખાવ જણાતો હતો.

આ દેખાવ જોવાને શેરીઓમાંના કેટલાક લોકો બજારમાં ઉતરી પડવાથી વધારે ગીરદી થઇ હતી, અને મેળો છેક સ્ટેશન સુધી લંબાયો હતો. સ્ટેશન પરની દુકાનો પણ બંધ હતી. પોલીસ-સુપ્રીન્ટેન્ડંટ મી૦ લોગલી, મદદનીશ મી૦ શીરગાંવકર તથા રા૦ આદીતરામ અને મી૦ મો-

તીશા વીગેરેએ ઘણી શાંતીથી સુલેહભર્યો બંદોબસ્ત જાળવ્યો હતો, અને બજારમાં આમતેમ ફરી પોતપોતાને સ્થાનકે ગયા હતા.

---

## મી. તીલક માટે અફવા.

મી૦ તીલકને ક્યાં લઇ જવામાં આવ્યાછે તે બાબે એવી અફવા ફેલાઇ છે કે તેમને એક સ્ટીમરમાં બેસાડી રાતો રાત રવાના કરી દેવામાં આવ્યા છે, ત્યારે બીજી અફવા એવી ફેલાઇ હતી કે, તેજ રાત્રે તેમને મહાલક્ષ્મીના સ્ટેશન આગળ તૈયાર રાખવામાં આવેલી ખાસ બે ડબાની ટ્રેનમાં અમદાવાદ સાબરમતી જેલમાં લઇ જવામાં આવ્યા છે. જેમાં વજુદ જણાય છે.

---

## મુંબઇ.

મી૦ તીલકને તા૦ ૨૨ મીએ રાત્રે સજા થયાથી તા૦ ૨૩ મીએ દલગીરી બતાવવા માટે ભુલેશ્વરની શાક મારકીટ તથા તે તરફની દુકાનો મુળજી જેઠા, લખમીદાસ ખીમજી, મંગળદાસ મારકેટ, મારવાડી બજાર, નળબજાર, બારભાયા મોહલો, નાગદેવી, સ્ટ્રીટ, પાયધોની, અબદુલ રહેમાનસ્ટ્રીટ, કોલાબા, કોટન એકસચેંજ પહેડીઓ, શેરબજાર, દાણાબંદર, ભાતબંદર, ચમારબંદર, બારદાન બજાર, ભાત બજાર, કાથા બજાર, ચુડી બજાર, ખાંડ બજાર, ખારેક બજાર શીડ બજાર, વીગેરે બજારો, ત્રાંબા કાંટો, કાલબાદેવી રોડ, ભોઇવાડો, પાયધોની, ભુલેશ્વર. નોટ બજાર, ચાંદીનું બજાર, વેલાયતની કુડીનું બજાર, રેશમી કાપડ બજાર વીગેરે બજારો બંધ હતા. તેમજ માણેકજી પીટીટ, જીવરાજ બાલુ, માધવજી ધરમશી મીલ, વીગેરે મીલ કામદારો હડતાલપાડી કામ પર ગયા નહોતા. અને તેમાંથી કેટલાકનો વીચાર તો હડતાળ ૭ દીવસ લંબાવવાનો જણાતો હતો.

સઘળે ઠેકાણે લશ્કર તેમજ પોલીસની દેખરેખ મજબુત હતી. દીવસ શાંતીથી પસાર થયો હતો.



ॐ

नमोऽन्तर्यामिणे ।

સનાતન વૈદિક ધર્માવલંબીઓને માટે ઉત્તમ તક.

# શ્રી

# અબોધ ધ્વાન્ત માર્ત્તણ્ડ.

## ગુજરાતી ભાષાંતર.

આ પુસ્તકમાં દયાનંદી કુતર્કોનું સમૂલ ખંડન અને સત્ય સનાતન વેદ ધર્મનું મંડન છે; અર્થાત આ પુસ્તકમાં સાત મયૂખ છેઃ—

(૧) સાધારણ ધર્મ (૨) ભગવદતાર સિદ્ધિ
(૩) પ્રતિમાપૂજન સિદ્ધિ (૪) દયાનંદીય પ્રતિમાપૂજન નિષેધક વચનોનું સત્યાર્થ નિરૂપણ.
(૫) વિધવા વિવાહ વિટંબના. (૬) તીર્થ સિદ્ધિ.
(૭) શૂદ્રને માટે વેદાધ્યયનનો અભાવ અને કર્માનુસાર વર્ણ વ્યવસ્થાનું ખંડન

એ રીતના સાતે મયૂખોમાં સનાતન વેદધર્મનું, વેદાદિ સચ્છાસ્ત્રોના સબળ પ્રમાણેથી એવી સરસ રીતે મંડન કર્યું છે કે, આ પુસ્તક હિંદી ભાષામાં આજ સોળ વર્ષ થયાં બહાર પડયું છે પણ એની વિરૂદ્ધમાં લેશ માત્ર લખાયલું હોય એ જાણ બહાર છે.

નિખિલશાસ્ત્રના જ્ઞાતા સપ્તદ્વીપમાર્તંડ પૂજ્યપાદ સ્વામીશ્રી **બાલરામ ઉદાસીન** જેવા મહાન સમર્થ વિદ્વાન મહાત્માની બતાવેલી રીતિથી, આ પુસ્તક તેમના શિષ્ય વ્યાખ્યાન વાચસ્પતિ પૂજ્ય સ્વામીશ્રી **આત્મસ્વરૂપજીએ** રચેલું છે; એટલે પુસ્તકની યોગ્યતા માટે વધુ લખવું એ, સોના પર લોળ ચઢાવવા જેવુંજ ગણાશે.

સજ્જનગણ, આ પુસ્તક વાંચ્યાથી સત્ય માર્ગ ગ્રહણ કરી શકશે; સનાતન ધર્મ માટે અભિમાન રાખનારાઓએ અવશ્ય આ પુસ્તક રાખવું જોઇએ. તેમજ અવળે માર્ગે ફસાયલા અને ફસાતા આર્યબંધુઓને પણ આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે.

ખર્ચ બાદ જતાં જે નફો રહેશે તે શુભ કાર્યમાં આપી દેવામાં આવશે; અને તેની ખબર, છેવટે જાહેર પ્રજાને વર્તમાનપત્રદ્વારા આપવામાં આવશે.

કીંમત રૂા. ૦–૧૦–૦ ટપાલ ખર્ચ જુદું.

મળવાનું ઠેકાણુંઃ— નારાયણદાસ ગોપાળદાસ
ભગવાન મથુરાવાળા. નાણાવટ—સુરત